૧૦૧૩

# ભૂગોળ વિદ્યા.

(એશિઆ ખંડનું વર્ણન).

૧૦૧૩

ગુજરાતી અને અંગ્રેજી નિશાળોના
વિદ્યાર્થીઓને માટે



આવૃત્તિ ત્રીજી.

મુંબઈ:
ટીપન પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યું છે.

૧૮૮૪.

# ભૂગોળ વિદ્યા.

(એશિઆ ખંડનું વર્ણન).

ગુજરાતી અને અંગ્રેજી નિશાળોના
વિદ્યાર્થીઓને માટે



આવૃત્તિ ત્રીજી.

મુંબઈ:
રીપન પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યું છે.

૧૮૮૪.

# भूगोळ विद्या.

## प्रकरण १ लुं पृथ्वी.

### ૧. પૃથ્વીનો આકાર.

આકાશમાં તમે ઘણા તારા જુઓછો તેવોજ આપણી પૃથ્વી એક ગ્રહ અથવા તારો છે. પૃથ્વીનો ઘણો થોડો ભાગ તમારી **નજરે** પડે છે તેથી તમને પૃથ્વીનો ખરો આકાર માલમ પડતો નથી. પૃથ્વી એક દડાના જેવી ગોળાકાર છે, પણ તેના ઉપલા અને નીચલા ભાગમાં નારંગીની માફક ચપટી છે.

પૃથ્વી ગોળાકાર છે તેની થોડી સાબેતી નીચે આપી છે:-

( અ ) બારાંમાં દાખલ થતું એક વહાણ જ્યારે કિનારાથી કેટલુંએક દુર હોય છે, ત્યારે તે વહાણનો સઘળો ભાગ કિનારે ઉભેલાં માણસને દેખાતો નથી, પણ તેનો ઉપલો ભાગજ દેખાય છે; પણ જેમ તે વહાણ કિનારાની **નજદીક** આવતું જાય છે, તેમતેમ તેના નીચલા ભાગ અને બાજુ નજરે પડે છે. એજ પ્રમાણે બારાંમાંથી હંકારી જતું વહાણ જેમ કિનારાથી દુર જતું જાય છે, તેમતેમ તેના નીચલા ભાગો દે-

ખાતા બંધ પડે છે, અને ઘણુંજ દુર જાય છે ત્યારે તે તદ્દન નજરે પડતું નથી.

( આ ) વળી એક માણસ એક મેદાનમાં ઉભો રહીને એક દુરના ડુંગર તરફ નજર કરશે, તો તેને તે ડુંગરનો ઉપલોજ ભાગ દેખાશે; પણ જેમ જેમ તે માણસ તે ડુંગરની નજદીક જતો જશે તેમ તેમ તેને તેના નીચલા ભાગો જણાતા જશે, ને છેક પાસે જશે ત્યારે આખો ડુંગર તળિયેથી શિખર સુધી તેની નજરે પડશે.

( ઇ ) ચંદ્રગ્રહણ થાય છે ત્યારે પૃથ્વીની છાયા જે ચંદ્ર ઉપર પડે છે તે ગોળ હોય છે.

( ઉ ) વહાણમાં બેસીને પૃથ્વીની જે પુરૂષો પ્રદક્ષણા કરેછે તેઓ જે જગાથી નિકળે છે તે જગાએ વહાણનું મોં ફેરવ્યા વગર આવી શકે છે.

## ૨. પૃથ્વીની ગતિ.

પૃથ્વી તમને સ્થિર લાગેછે, પણ તેમ નથી; એ ફરેછે. પૃથ્વી સૂર્યની આસપાસ ફરેછે, અને તેજ વખતે પોતાની ધરીની આસપાસ પણ ફરેછે. સૂર્યની આસપાસ ફરી રહેતાં પૃથ્વીને એક વર્ષ અથવા ૩૬૫$\frac{૧}{૪}$ દહાડા લાગેછે; અને ધરીની આસપાસ ફરી રહેતાં એક દહાડો અથવા ૨૪ કલાક લાગેછે.*

પૃથ્વીની સૂર્યની આસપાસની ગતિથી રૂતુઓ બદલાયછે; અને ધરીની આસપાસની ગતિથી દહાડો અને રાત થાય-

*જે કલ્પિત લીટીપર પૃથ્વી પશ્ચિમથી પૂર્વે ૨૪ કલાકમાં ફરી રહેછે તેને પૃથ્વીની ધરી કહે છે.

છે. ધરીની આસપાસ ફરતી વખતે પૃથ્વીનો જે ભાગ સૂર્ય તરફ હોયછે ત્યાં દહાડો હોયછે, અને જે ભાગ સૂર્ય તરફ હોતો નથી ત્યાં રાત હોયછે.

## ૩. પૃથ્વીનો નકશો.

ભૂગોળ વિદ્યાનું જ્ઞાન મેળવવાને મુખ્ય સાધન નકશો છે. કાગજ અથવા કપડાં ઉપર પાડેલા પૃથ્વીના અથવા પૃથ્વીના કોઇ પણ ભાગના ચિતારને **નકશો** કહેછે.

પૃથ્વીનો નકશો બે ગોળ ભાગમાં ચિતારવામાં આવેછે; તેમાંના એક ભાગને **પૂર્વ ગોળાર્ધ** કહેછે, અને બીજા ભાગને **પશ્ચિમ ગોળાર્ધ** કહેછે.

પૂર્વ ગોળાર્ધને **જૂની દુનિયા** કહેછે, કારણકે એ ભાગ અસલનાં લોકોને જણાયલો હતો; અને પશ્ચિમ ગોળાર્ધને **નવી દુનિયા** કહેછે, કારણ કે એ ભાગ ૧૫મી સદીમાં કોલમ્બસે શોધી કાઢયો ત્યાં સુધી જૂની દુનિયાનાં લોકને જણાયલો ન હતો.

## ૪. દિશાઓ.

એક જગા બીજી જગાની કઇ બાજુએ આવેલીછે તે જાણવાને સારૂં **દિશા** ઠરાવેલી છે. દિશા ચાર છે—**૧. ઉત્તર; ૨. દક્ષિણ; ૩, પૂર્વ; ૪. પશ્ચિમ.**

જે બાજુએ સૂરજ ઉગે છે તે બાજુને **પૂર્વ દિશા** કહેછે; અને જે બાજુએ સુરજ અસ્ત પામેછે તે બાજુને **પશ્ચિમ દિશા** કહે છે. પૂર્વ દિશા તરફ મ્હોડું કરીને ઉભા રહો તો જમ-

ણા હાથપરની **દક્ષિણ દિશા** જાણવી, અને ડાબા હાથપરની **ઉત્તર દિશા** જાણવી.

નકશામાં ઉતર દિશા નકશાને મથાળે હોય છે, અને દક્ષિણ દિશા નકશાને તળિયે હોય છે; પૂર્વ દિશા તમારા જમણા હાથ ઉપર, અને પશ્ચિમ દિશા તમારા ડાબા હાથ ઉપર હોય છે.

ઉત્તર અને પૂર્વ દિશા વચ્ચેનો ખૂણો **ઈશાન કોણ** કેહેવાય છે; ઉત્તર અને પશ્ચિમ દિશા વચ્ચેનો ખૂણો **વાવ્ય કોણ** કેહેવાય છે; દક્ષિણ અને પૂર્વ દિશા વચ્ચેનો ખૂણો **અગ્નિ કોણ** કેહેવાય છે; દક્ષિણ અને પશ્ચિમ દિશા વચ્ચેનો ખૂણો **નૈરૃત્ય કોણ** કેહેવાય છે.

## ૫. પૃથ્વીની સપાટી.

પૃથ્વીની સપાટીના બે મુખ્ય ભાગ છે:—**જમીન** અને **પાણી.** સઘળી જમીન પાણીથી વીંટલાયલી છે. પૃથ્વીની સપાટીનો લગભગ પોણો ભાગ પાણી છે, અને બાકીનો ભાગ જમીન છે.

## ૬. ભૂગોળ શાસ્ત્રીઓએ કરેલા જમીનના મુખ્ય ભાગો.

પૃથ્વીની સપાટીપરની જમીનના ભૂગોળ શાસ્ત્રીઓએ છ મોટા ભાગ કર્યા છે, જેઓને ખંડ કહેછે.—૧. **એશિયા;** ૨. **યુરોપ;** ૩. **આફ્રિકા;** ૪ **ઉત્તર અમેરિકા;** ૫. **દક્ષિણ અમેરિકા ;** ૬. **ઓશીએન્યા.** આ છ ભાગો માહેલા પેહેલા ત્રણ ભાગો પૂર્વ ગોળાર્ધમાં છે. અને તેઓને જૂની દુનિયા

કહેછે; ચોથો અને પાંચમો ભાગ પશ્ચિમ ગોળાર્ધમાં છે, અને તે ભાગોને નવી દુનિયા કહેછે; અને છઠ્ઠો ભાગ (જે ઘણાએક ટાપુઓનો બનેલો છે તે) બન્ને ગોળાર્ધમાં છે.

પૂર્વ ગોળાર્ધમાં એશિયા સર્વથી મોટો ખંડ છે. એની પશ્ચિમે યુરોપખંડ આવેલોછે. યુરોપખંડની દક્ષિણે, અને એશિઆની નૈરૃત્ય દિશાએ આફ્રિકાખંડ આવેલોછે. ઉત્તર અને દક્ષિણ અમેરીકા પશ્ચિમ ગોળાર્ધમાં છેક ઉત્તર ધ્રુવથી તે લગભગ દક્ષિણ ધ્રુવ સુધી આવેલાછે.* આ બે ખંડ એક બીજા સાથે જમીનના એક સાંકડા કકડાથી જોડાયલા છે.

## ૭. ભૂગોલ શાસ્ત્રીઓએ કરેલા પાણીના મુખ્ય ભાગો.

પૃથ્વીની સપાટીપરના પાણીના ભૂગોળ શાસ્ત્રીઓએ પાંચ મોટા ભાગ કર્યા છે, જેઓને **મહાસાગર** કહેછે.— **૧. ઉત્તર મહાસાગર; ૨. દક્ષિણ મહાસાગર; ૩. પાસિફિક મહાસાગર; ૪. આટલાન્ટિક મહાસાગર; ૫. હિંદી મહાસાગર.**

ઉત્તર મહાસાગર ઉત્તર ધ્રુવની આસપાસ છે. દક્ષિણ મહાસાગર દક્ષિણ ધ્રુવની આસપાસ છે. પાસિફિક મહાસાગર એશિયા અને અમેરિકાની વચ્ચે આવેલો છે. આટલાન્ટિક મહાસાગર અમેરિકાની પૂર્વે અને યુરોપ તથા આફ્રિકાની

* પૃથ્વીની ધરીના છેડાને ધ્રુવ કહે છે. ઉત્તર તરફના છેડાને ઉત્તર ધ્રુવ, અને દક્ષિણ તરફના છેડાને દક્ષિણ ધ્રુવ કહે છે.

પશ્ચિમે આવેલો છે. હિંદી મહાસાગર એશિયાની દક્ષિણ દિશાએ આવેલો છે.

## ૮. જમીનના પ્રાકૃતિક (કુદરતી) ભાગો.

પૃથ્વીની સપાટીપરની જમીનના પ્રાકૃતિક ભાગો ખંડ, દેશ, બેટ, દ્વીપકલ્પ, સંયોગીભૂમી, ભૂશિર, પર્વત, જ્વાળામુખી, મેદાન, ઉંચ્ચસમભૂદેશ, રણ, અને કિનારો છે.

પૃથ્વીની સપાટીપરની જમીનના જે છ મોટા ભાગ કર્યા છે તેમાંનાં દરેક ભાગને ખંડ કહે છે.

ખંડ કરતાં નાના જમીનના ભાગને દેશ કહે છે.

જમીનના જે નાના ભાગની સઘળી બાજુએ પાણી હોય છે તેને **બેટ** અથવા **દ્વિપ** કહેછે.

જમીનનો જે નાનો ભાગ ઘણોખરો પાણીથી ઘેરાયલો હોય છે. અને થોડોએક બીજી જમીનસાથે જોડાયલો હોય છે, તેને **દ્વીપકલ્પ** કહે છે.

જમીનનો જે સાંકડો ભાગ બે જમીનના કકડાને જોડે છે તેને **સંયોગીભૂમી કહે છે.**

જમીનનો જે છેડો લાંબો થઇને પાણીમાં ગયલો હોયછે તેને **ભૂશિર** કહેછે.

જમીનનો જે ભાગ ઘણો ઉંચો ગયલો હોય છે તેને **પર્વત** અથવા **પાહાડ** કહેછે.

જમીનનો જે ભાગ પર્વત કરતાં થોડો ઉંચો હોય છે તેને ડુંગર કહેછે. પર્વતના ઉંચામાં ઉંચા ભાગને **શિખર**

અથવા ટોચ કહેછે તળેટીએ જોડાયલા પર્વતોને **પર્વતોની હાર** કહેછે. બે પર્વતોની વચ્ચેની નીચી જમીનને **ખીણ** કહેછે. પર્વતના જે ભાગમાંથી નદીઓ નિકળેછે તેને **જળાશય** કહેછે.

જે ડુંગરમાંથી બળતા પદાર્થ નિકળીને બહાર પડેછે તેને **જવાળામુખી** કહેછે.

સપાટ જમીનના મોટા ભાગને **મેદાન** કહેછે.

પર્વત અથવા ડુંગર ઉપર આવેલાં મોટાં મેદાનને **ઉંચ્ચસમભૂદેશ** કહેછે.

જે મેદાનમાં વનસ્પતિ થતી નથી, અને માણસની વસ્તી હોતી નથી, તેને **રણ** કહેછે.

જમીનનો જે ભાગ પાણીના કોઈ પણ ભાગની પાસે હોયછે તેને **કિનારો** કહેછે.

## ૯. પાણીના પ્રાકૃતિક (કુદરતી) ભાગો.

પૃથ્વીની સપાટીપરનાં પાણીના પ્રાકૃતિક ભાગો મહાસાગર, સમુદ્ર, અખાત, સામુદ્રધુનિ, સરોવર, નદી, ખાડી, અને બંદરછે.

પૃથ્વીની સપાટી પરનાં પાણીના જે પાંચ મોટા ભાગ કર્યાછે તેમાના દરેક ભાગને **મહાસાગર** કહેછે.

મહાસાગર કરતાં નાના ખારા પાણીના ભાગને **સમુદ્ર** કહે છે.

જમીનના ખાંચામાં ગયલા સમુદ્રને **અખાત** કહેછે.

જે સાંકડો **સમુદ્ર** પાણીના બે ભાગને જોડેછે તેને **સામુદ્રધુનિ** કહે છે:

મીઠાં અથવા ખારાં પાણીનો જે ભાગ સઘળી બાજુએ જમીનથી ઘેરાયલો હોય છે તેને **સરોવર** કહે છે.

મીઠાં પાણીનો જે પ્રવાહ પર્વત અથવા સરોવરમાંથી નિકળીને સમુદ્ર અથવા સરોવરને મળે છે તેને **નદી** કહે છે.

જે જગામાંથી નદી નિકળે છે તે જગાને **નદીનું મૂળ** કહે છે; અને જે જગાએ નદી સમુદ્રને મળે છે તે જગાને નદીનું મુખ કહે છે. જે નાની નદી બીજી મોટી નદીને મળે છે તેને **નદ્યંતરગામિ** કહે છે; અને જે જગાએ નદ્યંતરગામી મોટી નદીને મળે છે તે જગાને **સંગમ** કહે છે.

સમુદ્રનું પાણી ભરતીની વખત અંદર આવે એવાં નદીનાં પોહોળાં મુખને ખાડી કહે છે.

કિનારા પાસેના સમુદ્રના જે ભાગમાં વહાણો સલામતી સાથ લંગરવર થાય છે તેને **બંદર** કહે છે.



# प्रकरण २ जुं.

# मुंबइ इलाको.

## १. मुंबइ इलाकानी सीमा, वगेरे.

जे प्रांतमां तमे वसोछो तेने मुंबइ इलाको कहे छे. मुंबइ इलाको हिंदुस्तान देशनो एक भाग छे, अने तेनी पश्चिम दिशाए आवेलोछे. हिंदुस्तान एशिया खंडनी दक्षिणु दिशाए एक देश छे.

मुंबइ इलाको एक लांबो अने सांकडो मुलक छे. एनी लंबाइ आसरे १००० मैल छे; अने एनी सरासरी पोहळाइ आसरे १९० मैल छे. एनुं क्षेत्रफळ सुमारे १,९०,००० चोरस मैल छे. एमां आसरे अढी करोड माणुसनी वस्ती छे.

**सीमाः**—मुंबइ इलाकानी उत्तरे पंजाब प्रांत आवेलो छे; पश्चिमे बलूचिस्तान देश, अने अरबी समुद्र छे; दक्षिणु मद्रास इलाको अने माइसोर प्रांतछे; अने पूर्वे रजपूताना, माळवा, मध्यप्रांत, बीरार, अने हैद्राबाद प्रांतछे.

**પર્વત**:—મુંબઈ ઇલાકામાં બે મુખ્ય પર્વતો છે.—

૧. સાતપૂરા પર્વત.

૨. સહ્યાદ્રી પર્વત અથવા પશ્ચિમ ઘાટ.

**નદી**:—મુંબઇ ઇલાકામાં સાત મુખ્ય નદી વહેછે—

| | |
|---|---|
| ૧. સિંધુ નદી. | ૫. તાપી નદી. |
| ૨. સાબરમતી નદી. | ૬. ગોદાવરી નદી. |
| ૩. મહી નદી. | ૭. કૃષ્ણા નદી. |
| ૪. નર્મદા નદી. | |

## ૨. ઇલાકાના મુખ્ય ભાગો અને વિભાગો.

મુંબઇ ઇલાકાના પાંચ મુખ્ય ભાગ છે જે પ્રાંત કહેવાય છે :—

૧. કોંકણ પ્રાંત (મુંબઇ ટાપુ સહિત).

૨. ગૂજરાત પ્રાંત (કચ્છ અને કાઠીઆવાર સહિત).

૩. દખણ પ્રાંત.

૪. દક્ષિણ મહારાષ્ટ્ર પ્રાંત (ઉત્તર કાનરા સહિત).

૫, સિંધ પ્રાંત.

દરેક પ્રાંતના દેશી રાજ્યો અને જિલ્લાઓમાં ભાગ કરવામાં આવ્યા છે. જિલ્લાઓ ઇંગ્રેજ સરકારનો પોતાનો મુલક ગણાય છે; અને દેશી રાજ્યો ઇંગ્રેજ સરકારનો પોતાનો મુલક નથી, તોપણ ઇંગ્રેજ સરકારના તાબા હેઠલ છે. દેશી રાજાઓ અને તેમના કારભારીઓ ઇંગ્રેજ સરકારની સલાહ પ્રમાણે રાજ્ય કારભાર ચલાવે છે.

| પ્રાંતો. | જિલ્લા. | દેશી રાજ્યો. |
|---|---|---|
| | મુંબઇ બેટ.* | |
| ૧. કોંકણ પ્રાંત. | ૧ થાણા જિલ્લો. | ૧ ઝવાર રાજ્ય. |
| | ૨ કોલાબા જિલ્લો. | ૨ જનજીરા રાજ્ય. |
| | ૩ રત્નાગિરિ જિલ્લો. | ૩ સાવંતવારી રાજ્ય. |
| ૨. ગુજરાત પ્રાંત. | ૪ અમદાવાદ જિલ્લો. | ૪ કચ્છ રાજ્ય. |
| | ૫ ખેડા જિલ્લો. | ૫ વડોદરા રાજ્ય. |
| | ૬ પંચમહાલ જિલ્લો. | ૬ ખંભાત રાજ્ય. |
| | ૭ ભરૂચ જિલ્લો. | ૭ કાઠીઆવાર એજનસી† |
| | ૮ સુરત જિલ્લો. | ૮ પાલનપોર. ,, |
| | | ૯ મહીકાંઠા. ,, |
| | | ૧૦ રેવાકાંઠા. ,, |
| | | ૧૧ પંચમહાલ. ,, |
| | | ૧૨ સુરત. ,, |
| ૩. દખણ પ્રાંત. | ૯ પૂના જિલ્લો. | ૧૩ પેંટ રાજ્ય. |
| | ૧૦ સતારા જિલ્લો. | ૧૪ અકલકોટ રાજ્ય. |
| | ૧૧ શોલાપુર જિલ્લો. | ૧૫ સતારા જાગીર.‡ |
| | ૧૨ નાસક જિલ્લો. | ૧૬ ખાનદેશ એજનસી. |
| | ૧૩ અહમદનગર જિલ્લો | |
| | ૧૪ ખાનદેશ જિલ્લો. | |

---

*મુંબઇ બેટ કોકણ પ્રાંતમાં આવેલો છે, પણ જિલ્લા તરીકે ગણાતો નથી.

† કેટલાંએક નાનાં રાજયો જે ભેગાં કરીને એકજ અંગ્રેજ અમલદારના તાબા હેઠલ સોંપેલાં હોય છે તેને 'એજનસી' કહે છે.

‡ નાના સરદારોની મીલકતને જાગીર કહે છે.

| પ્રાંતો. | જિલ્લા. | દેશી રાજ્યો. |
|---|---|---|
| ૪. દક્ષિણ મહારાષ્ટ્ર પ્રાંત. | ૧૫ ધારવાર જિલ્લો. | ૧૭ કોલાપુર રાજ્ય. |
| | ૧૬ બેલગામ જિલ્લો. | ૧૮ સાવનુર રાજ્ય. |
| | ૧૭ કલાદગિ જિલ્લો. | ૧૯ દક્ષિણ મરાથા જાગીર. |
| | ૧૮ ઉત્તરકાનરાજિલ્લો. | |
| ૫, સિંધ પ્રાંત. | ૧૯ હૈદ્રાબાદ જિલ્લો. | ૨૦ ખેરપુર રાજ્ય. |
| | ૨૦ કરાંચી જિલ્લો. | |
| | ૨૧ શીકારપુર જિલ્લો. | |
| | * સરહદનો મુલક, | |
| | * થર અને પારકર. | |

## ૩. રાજ્ય રીતિ.

આખા મુંબઈ ઇલાકાપર એક અંગ્રેજ અમલદાર હુકુમત ચલાવે છે જેને 'ગવરનર' કહે છે, અને જેની નેમણુક ઇંગલાંડનાં મહારાણી કરેછે. ગવરનરને સલાહ આપવાને અને રાજ્ય કારભારમાં મદદ કરવાને ત્રણ મોટા અધીકારીઓ હોયછે જેઓ 'કાઉનસીલર' કેહેવાયછે. એક કાઉનસીલર મેહેસુલ ખાતાંના અમલદારોમાંથી નેમવામાં આવેછે, અને તે મેહેસુલ ખાતાંનો વહીવટ ચલાવે છે; બીજો ન્યાય ખાતાંના અમલદારોમાંથી નેમવામાં આવે છે, અને ન્યાય ખાતાંનો વહીવટ ચલાવે છે; અને ત્રીજો ઇલાકાના લશકરનો સેનાધીપતીછે જેની નેમણુક ઇંગલાંડનાં મહારાણી કરેછે, અને તે લશકરી ખાતાંનો સઘળો

*સિંધ પ્રાંતના આ બે ભાગો જિલ્લા તરીકે ગણાતા નથી ; પણ પરગણાં કહેવાય છે.

વહીવટ ચલાવેછે. ઈલાકાનાં મુખ્ય શેહેર મુંબઈમાં ઇનસાફની મોટી અદાલતછે જેનો વડો ન્યાયધીશ ઇલાકાની સઘળી અદાલતો ઉપર દેખરેખ રાખેછે.

ઇલાકાનાં સઘળાં દેશી રાજ્યો મુંબઈના ગવનરના તાબા હેઠળ છે.* દેશી રાજ્યો અને એજનસીમાં ઇંગ્રેજ સરકાર તરફથી ઇંગ્રેજ અમલદારો નેમવામાં આવેછે, જેઓને 'પોલીટીકલ એજન્ટ' કહેછે. પોલીટીકલ એજન્ટો દેશી રાજાઓને અને તેમના કારભારીઓને રાજ્ય કારભારમાં મદદ કરેછે અને સલાહ આપેછે, અને રૈયતપર જુલમ થતો અટકાવેછે. એ અમલદારો મુંબઈના ગવર્નરના હુકમ મુજબ ચાલેછે. કેટલાંએક મોટાં રાજ્યો અથવા એજનસીમાં એક અથવા વધારે 'આસિસ્ટંટ પોલીટીકલ એજન્ટ' હોયછે જેઓના તાબામાં રાજ્ય અથવા એજનસીના ભાગો સોંપેલા હોયછે.

ઇલાકાના સઘળા જિલ્લાઓને ચાર કમીશનરના તાબામાં સોંપેલાછે. ઉત્તર ભાગના કમીશનરના તાબામાં ગુજરાત પ્રાંતના જિલ્લા, અને રત્નાગિરિ શિવાય કોકણ પ્રાંતના જિલ્લાછે. મધ્ય ભાગના કમીશનરના તાબામાં દખણ પ્રાંતના જિલ્લાછે. દક્ષિણ ભાગના કમીશનરના તાબામાં દક્ષિણ મહારાષ્ટ્ર પ્રાંતના જિલ્લા, અને રત્નાગિરિ જિલ્લોછે. સિંધ પ્રાંતના કમીશનરના તાબામાં સિંધ પ્રાંતના જિલ્લા અને પરગણાં છે. કમીશનરોના તાબામાં કેટલીએક નાની

---

*વડોદરાનું રાજ્ય થોડું થયું હિંદુસ્તાનના ગવર્નર જેનરલની હુકુમત હેઠળ છે.

પોલીટીકલ એજનસીઓ પણ સોંપેલીછે. સઘળા કમીશનરો મુંબઇના ગવર્નરના હુકમ મુજબ ચાલેછે.

કમીશનરોના તાબા હેઠળ કલેકતરો હોય છે, જેઓ જિલ્લાઓમાં હકુમત ચલાવેછે. કલેકતરોને મદદ કરવાને આસિસટંટ અને ડેપ્યુટી કલેકતરો હોયછે, જેઓને જિલ્લાના ભાગો સોંપેલા હોય છે. દરેક જિલ્લાના તાલુકામાં ભાગ કરેલાછે. દરેક તાલુકામાં એક મામલતદાર હકુમત ચલાવેછે, જે કલેકતરના હુકમ મુજબ ચાલેછે.

## ૪. ઇલાકાનાં મુખ્ય સેહેરો.

(અ) **કોકણ પ્રાંતઃ—**

૧ **મુંબઇ.**—ઇલાકાની રાજધાની, અને હીંદુસ્તાનનું સર્વથી સારૂં બંદર, અને વેપારનું મુખ્ય મઠક.

**૨ થાણા**
**૩ વસઈ**
**૪ કલ્યાણી**
—થાણા જિલ્લાનાં મુખ્ય શેહેરો.

**૫ અલિબાગ**—કોલાબા જિલ્લાનું મુખ્ય શેહેર.

**૬ રત્નાગિરી**
**૭ વીંગોર્લા**
—રત્નાગિરિજિલ્લાનાંમુખ્ય શેહેર

**૮ અવાર**
**૯ જનજીરા**
**૧૦ સાવંતવારી**
—દેશી રાજ્યોનાં મુખ્ય શેહેર.

(આ) **ગૂજરાત પ્રાંતઃ—**

૧ **અમદાવાદ**—ગૂજરાત પ્રાંતની રાજધાની.

૨ વીરમગામ
૩ ધોધો } —અમદાવાદ જિલ્લાનાં શેહેરો.

૪ ખેડા
૫ નરીઆદ } —ખેડા જિલ્લાનાં મુખ્ય શેહેરો.

૬ ગોઢરા
૭ દાહોડ } —પંચમ્હાલ જિલ્લાનાં મુખ્ય શેહેરો.

૮ ભરૂચ—ભરૂચ જિલ્લાનું મુખ્ય શેહેર.

૯ સુરત—સુરત જિલ્લાનું મુખ્ય શેહેર.

૧૦ ભુજ
૧૧ માંડવી } —કચ્છ રાજ્યનાં મુખ્ય શેહેર.

૧૨ વડોદરા
૧૩ નવસારી } વડોદરા રાજ્યનાં મુખ્ય શેહેર.

૧૪ ખંબાત—ખંભાત રાજ્યનું મુખ્ય શેહેર.

૧૫ રાજકોટ
૧૬ ભાવનગર
૧૭ જુનાગઢ
૧૮ નવાનગર
૧૯ પોરબંદર } —કાઠીઆવાર એજનસીના મુખ્ય શેહેરો.

૨૦ પાલનપોર
૨૧ દીસા } —પાલનપોર એજનશીનાં મુખ્ય શેહેરો.

૨૨ સાદરા
૨૩ ઇદર } —મહીકાંઠા એજનસીનાં મુખ્ય શેહેરો.

૨૪ નાદોદ
૨૫ બારીઆ
૨૬ લુણાવારા } —રેવાકાંઠાં એજનસીનાં મુખ્ય શેહરો.

૨૭ નારૂકોટ—પંચમ્હાલ એજનસીનું મુખ્ય શેહર.

૨૮ વાંસ્દા
૨૯ ધરમપુર
૩૦ સચીન
—સુરત એજન્સીનાં મુખ્ય શેહેરો.

## (ઘ) દખણ પ્રાંતઃ—

૧ પૂના—દખણ પ્રાંતની રાજધાની, અને ઇલાકામાં મુખ્ય લશકરનું મઠક.

૨ સતારા
૩ મહાબળેશ્વર
૪ વાઇ
—સતારા જીલ્લાનાં મુખ્ય શેહેરો.

૫ શોલાપુર
૬ બારસી
—શોલાપુર જિલ્લાનાં મુખ્ય શેહેરો.

૭ નાસક—નાસક જિલ્લાનું મુખ્ય શેહેર.

૮ અહમદનગર—અહમદનગર જિલ્લાનું મુખ્ય શેહેર.

૯ ધુળીયા—ખાનદેશ જિલ્લાનું મુખ્ય શેહેર.

૧૦ પેંટ
૧૧ અકલકોટ
—દેશી રાજ્યોનાં મુખ્ય શેહેર.

૧૨ ભોર
૧૩ પુલટન
૧૪ ઐાન્ડ
૧૫ જત
સતારા જાગીરનાં મુખ્ય શેહેર.

## (ઙ) દક્ષિણ મહારાષ્ટ્ર પ્રાંતઃ—

૧ ધારવાર—દક્ષિણ મહારાષ્ટ્ર પ્રાંતની રાજધાની.

૨ **હુબ્લિ**—ધારવાર જિલ્લામાં.
૩ **બેલગામ**—બેલગામ જિલ્લાનું મુખ્ય શેહેર.

૪ **કલાડગિ**
૫ **બીજાપુર** } —કલાડગિ જિલ્લાનાં મુખ્ય શેહેર.

૬ **કારવાર**
૭ **હોનાવર** } ઉત્તર કાનરા જિલ્લાનાં મુખ્ય શેહે-શે અને બંદરો.

૮ **કોલાપુર**
૯ **સાવનુર** } —દેશી રાજ્યોનાં મુખ્ય શેહેર.

૧૦ **સાંગલી**
૧૧ **જમખંડી**
૧૨ **મીરજ**
૧૩ **કુરંડવાર**
૧૪ **મુધોલ**
૧૫ **રામદુર્ગ** } —દક્ષિણ મરાઠા જાગીરનાં મુ-ખ્ય શેહેરો.

## (ઉ) સિંધ પ્રાંતઃ—

૧ **હૈદ્રાબાદ**—સિંધ પ્રાંતની રાજધાની.
૨ **કરાંચી**—કરાંચી જિલ્લાનુ મુખ્ય શેહેર, અને એક સારૂં બંદર.

૩ **કોત્રિ**—કરાંચી જિલ્લામાં.

૪ **શીકારપુર**
૫ **સક્કર** } —શીકારપુર જિલ્લાનાં મુખ્ય શેહેર.

૬ **જેકોબાબાદ**—સરહદનાં મુલકનું મુખ્ય શેહેર.
૭ **અમરકોટ**—થર અને પારકર પરગણાનું મુખ્ય શેહેર.

**ખેરપુર**—ખેરપુર રાજ્યનું મુખ્ય શેહેર.

## प्रकरण २ जुं.

## हिंदुस्तान.

### १. હિંદુસ્તાનની સીમા, રૂતુ, અને પેદાએશ.

હિંદુસ્તાન એશિઆખંડની દક્ષિણ એક મોટો દેશછે. એની વત્તામાં વત્તી લંબાઈ ૧૯૦૦ મૈલ, અને પોહોળાઈ ૧૮૦૦ મૈલ છે. એનુ ક્ષેત્રફળ આસરે ૧૬,૦૦,૦૦૦ ચોરસ મૈલછે; અને એમાં વસ્તી સુમારે ૨૫,૦૦,૦૦,૦૦૦ માણુસની છે.

**સીમા**:—હિંદુસ્તાનની ઉત્તરે હિંદુકુશ, કર્કોરામ, અને હિમાલય પર્વતોછે, જે એને તુર્કસ્તાનથી જુદો પાડેછે; પશ્ચિમે અફગાનિસ્તાન અને બલુચિસ્તાન દેશો અને અરબી સમુદ્રછે; દક્ષિણ હિંદીમહાસાગર છે; અને પુર્વે બંગાળાનો અખાત, અને સિઆમ અને બરમા પ્રાંતો છે.

**રૂતુ અને હવાઃ**—હિંદુસ્તાનમાં ત્રણ રૂતુ માલમ પડે છે; ૧. ઉનાળો, જેટલે ગરમીની મોસમ; ૨. શીઆળો, એટલે ઠંડીની મોસમ; ૩. ચોમાસું, એટલે વરસાદ અથવા સરદીની મોસમ. માર્ચ મહીનાથી જુન મહીના સુધી ગરમી પડે છે; જુનથી અકટોબર સુધી વરસાદ પડે છે; અને નવેમ્બરથી ફેબ્રુઆરી સુધી ઠંડી પડે છે. હિંદુસ્તાનના મધ્ય અને દક્ષિણભાગમાં ગરમી ઘણી પડે છે; ઉત્તર ભાગમાં દક્ષિણ ભાગ કરતાં ઠંડી વધારે હોય છે.

**પેદાશઃ—(વનસ્પતિ)**—ઘઉં, ચોખા, બાજરી, જુવાર, રૂ, શણ, અફીણ, ગળી, ચા, ષુન, તંબાકુ, શેરડી, મરી, તજ, એલચી, ગુંદર; સેંતુરનું ઝાડ, વાંસ તાડ, નાળિએરી, ખજુરી; સાગ, સાલ, સીસમ, અબનુસ. સુખડ.

**(ખનીજ પદાર્થ)**—લોઢું, કોલસો, સોનું, ત્રાંબું. સુરોખાર, હીરા.

**(જાનવર)**—હાથી, વાઘ, સિંહ, ગેન્ડો, વાંદરો; ઘોડો, ઉંટ, ભેંસ, બલદ, મેંઢું, બકરું.

## ૨. હિંદુસ્તાનના વિભાગો.

૧. મુંબઈ ઇલાકો.
૨. મદ્રાસ ઇલાકો.
૩. બંગાળા પ્રાંત.
૪. વાયવ્ય પ્રાંત.

૫. પંજાબ પ્રાંત (કાશમીર સહિત)
૬. આઉડ અથવા આયોઢ્યા પ્રાંત.
૭. આસામ પ્રાંત.
૮. બ્રિટિશ બરમા પ્રાંત.
૯ મધ્ય પ્રાંત.
૧૦. માઇસોર અને કુર્ગ.
૧૧. હૈદ્રાબાદ અને બીરાર.
૧૨. માળવા અને બુદેલખંડ.
૧૩. રજપૂતાના.
૧૪. નેપાલ અને ભૂતાન.
૧૫. ફીરંગી અને ફ્રેન્ચ સંસ્થાનો.

## ૩. હિંદુસ્તાનની રાજ્ય રીતિ.

નેપાલ અને ભૂતાન પ્રાંતો સ્વતંત્ર દેશી રાજ્યો છે.

હિંદુસ્તાનમાં ફીરંગી લોકનાં ત્રણ અને ફ્રેન્ચ લોકનાં પાંચ સંસ્થાન છે. ફીરંગી સંસ્થાન ગોવા, દમન, અને દીવ મુંબઇ ઇલાકામાં આવેલાં છે. ફ્રેન્ચ સંસ્થાન પોન્ડિચરી, કરિકલ, યાનાઉન, અને મહે મદ્રાસ ઇલાકામાં છે; અને ચન્દરનગર બંગાળા પ્રાંતમાં છે. એ સંસ્થાનોમાં ફીરંગી અને ફ્રેન્ચ સરકાર તરફથી નીમેલા હાકેમો રાજ્ય ચલાવે છે.

ઉપર જણાવેલા ૧૪ મા અને ૧૫મા વિભાગો સિવાય બાકીના સઘળા હિંદુસ્તાનના પ્રાંતો ઉપર ઇંગલાંડનાં મહારાણી તરફથી એક સુબો રાજ્ય ચલાવે છે, જેને

"ગવરનર જેનરલ" કહે છે. હિંદુસ્તાનની દક્ષિણે આવેલો સીલોન અથવા લંકાબેટ હિંદુસ્તાનમાં ગણાતો નથી, પણ એશિઆના એક જુદા દેશ તરીકે ગણાય છે; તેથી એ બેટ હિંદુસ્તાનના "ગવરનર જેનરલ"ના તાબામાં નથી. હિંદુસ્તાનની પડોસમાં આવેલા બીજા નાના બેટો "ગવરનર જેનરલ" ની હકુમત હેઠળ છે.

"ગવરનર જેનરલ"ના હાથ નીચે બે "ગવરનર" છે, જેઓ મુંબઈ અને મદ્રાસ ઇલાકામાં અધિકાર ચલાવે છે; ત્રણ "લેફ્ટેનન્ટ ગવરનર" છે, જેઓ બંગાળા, પંજાબ, અને વાયવ્ય પ્રાંતમાં હુકુમત ચલાવે છે; ચાર "ચીફ કમીશનર" છે, જેઓ અયોધ્યા, આસામ, બ્રિટિશ બરમા અને મધ્ય પ્રાંતમાં, અધિકાર ચલાવે છે; અને ચાર "ગવરનર જેનરલ"ના "એજન્ટ" અથવા રેસિડન્ત છે, જેઓને માઇસોર, હૈદ્રાબાદ, માળવા અને રજપુતાનાનાં દેશી રાજ્યોમાં નીમેલા છે.

## ૪. હિંદુસ્તાનના ટાપુ, દ્વીપકલ્પ, ભુશિર, અને કોસ્તા.

**(અ) ટાપુઃ—**

| | |
|---|---|
| ૧ **મુંબઇ**<br>૨ **સાલસેટ** | હિંદુસ્તાનની પશ્ચિમે, અરબી સમુદ્રમાં. |
| ૩ **લકદીવ** બેટો<br>૪ **માલદીવ**બેટો | હિંદુસ્તાનની નૈરૃત્ય દિશાએ, હિંદી મહાસાગરમાં. |

૫ **સીલોન** (લંકા)—હિંદુસ્તાનની દક્ષિણે, હિંદી મહાસાગરમાં.

૬ **આન્ડામન** બેટો } હિંદુસ્તાનની પૂર્વે, બંગાળાના
૭ **નિકોબાર** બેટો } અખાતમાં.
૮ **મર્ગિવ** બેટો--બ્રિટિશ બરમાની પશ્ચિમે બંગાળાના અખાતમાં.

## (આ) દ્વીપકલ્પઃ—

૧. **કાઠીઆવાર**—હિંદુસ્તાનની પશ્ચિમે, કચ્છ અને ખંભાતના અખાતોની વચ્ચે.

## (ઇ) ભૂશિરઃ—

૧. **દીવ**—કાઠીઆવાર દ્વીપકલ્પની દક્ષિણે.
૨. **કોમોરીન**—હિંદુસ્તાનની દક્ષિણે.
૩. **કેલિમીયર**—હિંદુસ્તાનની અગ્નિ દિશાએ.
૪. **પાલમાઇરાસ**—હિંદુસ્તાનની પૂર્વે.
૫. **નીગ્રેસ**—બ્રિટિશ બરમાની પશ્ચિમે.

## (ઉ) કોસ્તાઃ—

૧. **મલબાર કોસ્તો**—હિંદુસ્તાનની નૈરૃત્ય દિશાએ.
૨. **કોરોમાન્ડલ કોસ્તો**—હિંદુસ્તાનની અગ્નિદિશાએ.

## ૫. હિંદુસ્તાનના પર્વતો.

૧. **હિંદુકુશ**—હિંદુસ્તાનની વાયવ્ય દિશાએ.
૨. **કકૌરામ**—કાશ્મીરની ઉત્તરે.
૩. **હિમાલય**—હિંદુસ્તાનની ઉત્તરે.

**શિખરો**:—૧. **એવરેસ્ટ** અથવા **ગવરીશંકર** (જે પૃથ્વીનો સર્વથી ઉંચો ભાગછે).

૨. **દવલાગિરિ.**

૩. **કિનચિનજંગા.**

૪. **નન્દાદેવી**:

૫. **કામાલેરી.**

૪. **સૂલિમાન** પંજાબની પશ્ચિમે.

**શિખરઃ—તખ્તિ સૂલિમાન.**

૫. **હાલા**—સિંધ પ્રાંતની પશ્ચિમે.

૬. **એરેવલી**—રજપૂતાનામાં.

**શિખરઃ—આબૂ.**

૭. **વિંઢયા**—મધ્ય હિદુસ્તાનમાં, માળવાની દક્ષિણે.

૮. **સાતપૂરા**—મધ્યહિંદુસ્તાનમાં, નર્મદા અને તાપી નદીની વચ્ચે.

૯. **સહ્યાદ્રિ** અથવા **પશ્ચિમઘાટ**—હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાની સમાંતર, તાપી નદીથી તે કોમોરિન ભૂશિર સુધી.

૧૦. **પૂર્વઘાટ**—હિંદુસ્તાનના પૂર્વકિનારાની સમાંતર, મહાનદીથી તે કોમોરિન ભૂશિર સુધી.

૧૧. **નિલગરિ**—માઇસોર પ્રાંતની દક્ષિણે.

**ઊંચ્ચ સમભૂદેશઃ—**

૧. **માળવા**—મધ્ય હિદુસ્તાનમાં વિંઢયા પર્વતની ઉત્તરે

૨. **દખણ**—દક્ષિણ હિંદુસ્તાનમાં પશ્ચિમ અને પૂર્વ ઘાટની વચ્ચે.

## ૬. હિંદુસ્તાનના સમુદ્ર અને સરોવર.

### (અ) સમુદ્ર અને અખાતઃ—

૧. અરબી સમુદ્ર—હિંદુસ્તાનની પશ્ચિમે.

૨. કચ્છનો અખાત—કાઠીઆવાર દ્વીપકલ્પની વાયવ્ય દિશાએ.

૩. ખંભાતનો અખાત—કાઠીઆવાર દ્વીપકલ્પની પૂર્વ દિશાએ.

૪. મનારનો અખાત—હિંદુસ્તાન અને સીલોનની વચ્ચે.

૫. બંગાળાનો અખાત—હિંદુસ્તાનની પૂર્વે.

૬. માર્તાબાનનો અખાત—બ્રિટિશ બરમાની પશ્ચિમે.

### (આ) સામુદ્રધુનિઃ—

૧. પાકની સામુદ્રધુનિ—હિંદુસ્તાન અને સીલોનની વચ્ચે.

### (ઇ) સરોવરઃ—

૧. વલર—કાશ્મીરમાં

૨. મન્ચર—સિંધ પ્રાંતમાં.

૩. સમ્ભર— } રજપૂતાનામાં.
૪. સર— }

૫. ચિલ્કા— } હિંદુસ્તાનના પૂર્વ કિનારાપર.
૬. પુલીકત— }

## ૭. હિંદુસ્તાનની નદી.

૧ સિંધુ નદી—હિમાલય પર્વતમાંથી નિકળીને કા-

સ્મીર, પંજાબ, અને સિંધ પ્રાંતમાં વહે છે, અને અરબી સમુદ્રને મળે છે.

**નદ્યંતરગામિઃ**—૧. **કાબુલ**; ૨. **પંચનદ.** (પંચનદને પંજાબની પાંચ નદી—જેહલમ, ચીનાબ, રવી, બીયા, અને સતલજ—મળે છે).

૨. **સાબરમતી નદી**—એરેવલી પર્વતમાંથી નિકળીને ગુજરાતમાં વહે છે, અને ખંભાતના અખાતને મળે છે.

૩. **મહી નદી**—માળવાનાઉંચ્ચ સમભૂદેશમાંથી નિકળીને ગુજરાતમાં વહે છે, અને ખંભાતના અખાતને મળેછે.

૪. **નર્મદા નદી**—મધ્ય હિંદુસ્તાનના પર્વતમાંથી નિકળીને મધ્ય પ્રાંત, માળવા અને ગુજરાતમાં વહેછે, અને ખંભાતના અખાતને મળેછે.

૫. **તાપી નદી**—સાતપૂરા પર્વતમાંથી નિકળીને મધ્ય પ્રાંત, ખાનદેશ, અને ગુજરાતમાં વહે છે, અને ખંભાતના અખાતને મળે છે.

૬. **ગંગા નદી**—હિમાલય પર્વતમાંથી નિકળીને પંજાબ, વાયવ્ય પ્રાંત, અને બંગાળામાં વહે છે, અને બંગાળાના અખાતને મળે છે.

(હુગલી નદી ગંગા નદીમાંથી નિકળીને જુદે મુખે બંગાળાના અખાતને મળે છે)

**નદ્યંતરગામિઃ**—

**૧. રામગંગા; ૨. ગોમ્તિ; ૩. ઘાઘરા; ૪. ગાન્ડક; ૫. કુસી; ૬. સોન; ૭. જમના.**

(જમના નદીને ચંબલ, બેત્વા, અને સિંધ નદીઓ મળે છે).

૭. **બ્રહ્મપુત્ર અથવા સામ્પુ નદી**—હિમાલય પર્વતમાંથી નિકળીને તિબેટ, આસામ, અને બંગાળા પ્રાંતમાં વહેછે, અને બંગાળાના અખાતને મળે છે.

૮. **ઇરાવાડી નદી**—બરમા પ્રાંતમાં વહે છે, અને બંગાળાના અખાતને મળે છે.

૯. **મહા નદી**—મધ્ય હિંદુસ્તાનના પર્વતમાંથી નિકળીને મધ્ય પ્રાંત અને ઓરીસામાં વહે છે, અને બંગાળાના અખાતને મળે છે.

૧૦. **ગોદાવરી નદી**—નાસક પાસે પશ્ચિમ ઘાટમાંથી નિકળીને દખણ પ્રાંત, હેદ્રાબાદ પ્રાંત, અને ઉત્તર સરકારમાં વહેછે, અને બંગાળાના અખાતને મળેછે.

**નદ્યંતરગામિ:**—

**૧. વર્ધન ગંગા; ૨. વારડા; ૩. પઇન ગંગા; ૪. મનજેરા.**

૧૧ **કૃષ્ણા નદી**—માંહ્લેશ્વર પાસે પશ્ચિમ ઘાટમાંથી નિકળીને દખણ પ્રાંત, હેદ્રાબાદ પ્રાંત, અને કર્ણાટકમાં વહે છે, અને બંગાળાના અખાતને મળેછે.

**નદ્યંતરગામી:**—

**૧. ભિમા; ૨. તુંગભદ્રા.**

| | |
|---|---|
| **૧૨. પનાર નદી**<br>**૧૩. પલાર નદી**<br>**૧૪. દક્ષિણ પનાર નદી** | દખણના ઉંચ્ચ સમ્ભૂદેશમાંથી નિકળીને માઇસોર અને કર્ણાટકમાં વહેછે, અને બંગાળાના અખાવને મળેછે. |

૧૫. **કાવેરી નદી**—પશ્ચિમ ઘાટમાંથી નિકળીને માઇ-સોર અને કર્ણાટકમાં વહેછે, અને બંગાળાના અખાતને મળે છે.

**(અ) અરબીસમુદ્રને મળતી નદી.**

**૧. સિંધુ નદી.**

**(આ) ખંબાતના અખાતને મળતી નદી**............
- ૧. સાબરમતી નદી.
- ૨. મહી નદી.
- ૩. નર્મદા નદી.
- ૪. તાપી નદી.

**(ઈ) બંગાળાના અખાતને મળતી નદી**............
- ૧. ગંગા નદી.
- ૨. બ્રહ્મપુત્ર નદી.
- ૩. ઇરાવાડી નદી.
- ૪. મહા નદી.
- ૫. ગોદાવરી નદી.
- ૬. કૃષ્ણા નદી.
- ૭. પનાર નદી.
- ૮. પલાર નદી.
- ૯. દક્ષિણપનાર નદી.
- ૧૦ કાવેરી નદી.

## प्रकरण ४ थुं.

## हिंदुस्तानना शोहेरो.

### १. मुंबई ईलाको.

(अ) कोकण प्रांतः—

१. **मुंबई**—ઇલાકાની રાજધાનીનું શોહેર, અને મુખ્ય વેપારનું મઠક. મુંબઇનું બંદર આખા હિંદુસ્તાનમાં સર્વથી સારૂં ગણાયછે.

મુંબઇ શોહેરમાં મોટી ગોદીઓ, સુતર કાંતવાનાં અને કાપડ વણવાનાં મોટાં કારખાનાં, અને મોટી શોભાયમાન ઇમારતો છે. મુંબઇનો ટાપુ પેહેલાં ફીરંગી લોકના તાબામાં હતો, પણ ૧૬૬૨ માં ઇંગ્રજને સ્વાધીન કરવામાં આવ્યો. મુંબઇ શોહેરની વસ્તી આસરે ૮,૦૦, ૦૦૦ માણસની ધારવામાં આવીછે. મુંબઇના ટાપુની લંબાઈ આસરે ૧૧ મૈલછે, અને સરાસરી પોહોળાઇ આસરે ૩ મૈલછે.

२. **थाणा**—સાલસેટ બેટમાં આવેલું છે.

३. **કલ્યાણી**—આ શોહેર આગળ લોઢાની સડકના બે ફાંટા છે; એક ફાંટો જબલપોર થઇને અલાહબાદ અને કલકતા તરફ જાય છે; અને બીજો પૂને થઇને મદ્રાસ તરફ જાય છે.

४. **વસાઇ**—આ શોહેર પણ અગાઉ ફીરંગી લોકને તાબે હતું. ફીરંગી લોકે બાંધેલો કોટ હજુર સુધી અહીં

જોવામાં આવેછે. આ શેહેરમાં છેલ્લા પેશ્વા બાજીરાવે ૧૮૦૨માં ઈંગ્રેજો સાથે કોલકરાર કર્યા. જેથી ઈંગ્રેજોએ તેને મદદ કરીને પાછો પૂનાની ગાદીએ બેસાડ્યો.

૫. **રત્નાગિરી**—મુંબઈની દક્ષિણે અરબી સમુદ્રના કિનારાપર છે.

૬. **ઘેરિઆ**—
૭. **વિંગોર્લા**— } પશ્ચિમ કિનારાપર નાનાં બંદરો છે.

## (આ) દખણ પ્રાંતઃ—

૮. **પૂના**—દખણ પ્રાંતનું મુખ્ય શેહેર, અને મરાઠા પેશ્વાઓની રાજધાની. ચોમાસામાં મુંબઈનો ગવરનર પૂનામાં રેહેછે, કારણકે એ વખતે ત્યાંની હવા સારી હોયછે. પૂનાની પાસે ખડકી ગામમાં લશકરની મોટી છાવણી છે.

૯. **સતારા**—શિવાજીનાં વંશજો આગળ આ શેહેરમાં રાજ કરતા હતા.

૧૦. **માહાબ્લેશ્વર**—કૃષ્ણા નદીનાં મૂળ પાસે એક ઉંચી ટેકરીછે, જ્યાં ગરમીના દહાડામાં મુંબઈનો ગવરનર જઈ રહેછે.

૧૧. **શોલાપુર**—દખણ પ્રાંતમાં વેપારનું મુખ્ય મઠક.

૧૨. **નાસક**—ગોદાવરી નદીનાં મૂળ પાસે આવેલું છે, અને ઈલાકામાં હિંદુઓનું સર્વથી પવીત્ર શેહેર છે. આ શેહેરમાં ઘણાં શોભાયમાન દેહેરાં છે.

૧૩. **અહમદનગર**—દખણમાં મુસલમાન રાજાઓનું રાજધાનીનું શેહેર હતું.

૧૪. **ધુળિયા**—ખાનદેશ જિલ્લાનું મુખ્ય શેહેર.

## (૪) દક્ષિણ મહારાષ્ટ્ર પ્રાંતઃ—

૧૫. **ધારવાર**—દક્ષિણ મહારાષ્ટ પ્રાંતનું મુખ્ય શેહેર.

૧૬. **હુબ્લિ**—સુતરાઉ અને ઉનનાં કાપડને માટે પ્રખ્યાત છે.

૧૭. **બેલગામ.**

૧૮. **કલાડગિ.**

૧૯. **બીજાપુર**—આગળના મુસલમાની રાજાઓના વખતમાં આ શેહેર ઘણું પ્રખ્યાત હતું. હાલપણ ત્યાં ઘણી સુંદર ઇમારતો જોવામાં આવે છે. બીજાપુરનાં રાજ્યનો અંત ઔરંગઝેબે આણ્યો હતો.

૨૦. **કારવાર**—ઉત્તર કાનરા જિલ્લાનું મુખ્ય શેહેર, અને મુંબઇ અને કરાંચીની પેઠે ચોમાસામાં વહાણો સલામતી સહિત લંગરવાર થાય એવું બંદર.

૨૧. **હોનાવર**—અરબી સમુદ્રના કિનારાપર એક મોટું બંદર છે.

૨૨. **કોલાપુર**—આ શેહેરમાં શિવાજીના વંશનો રાજા રાજ કરેછે.

## (૫) ગૂજરાત પ્રાંતઃ—

૨૩. **અમદાવાદ**—ગૂજરાત પ્રાંતનું મુખ્ય શેહેર, સાબરમતી નદીપર આવેલું છે. આ શેહેરમાં આગળના વખતની ઘણી શોભાયમાન ઇમારતો છે.

૨૪. **ખેડા**
૨૫. **નરીઆદ** } ખેડા જિલ્લાનાં મુખ્ય શેહેરો.

૨૬. **ભરૂચ**—નર્મદા નદીને કાંઠે આવેલું છે. એ શેહેરની આસપાસ રૂનો પાક ઘણો સારો થાય છે.

૨૭. **સુરત**—તાપી નદીને કાંઠે આવેલું છે. એ શેહેર આગળ મોટું બંદર અને વેપારનું મઠક હતું. ઇંગ્રેજ, ફ્રેન્ચ અને વલંદા વેપારીની કોઠીઓ એ શેહેરમાં સ્થાપેલી હતી. મુંબઈ વેપારનું મઠક થયાથી સુરત હાલ અગત્યનું ગણાતું નથી. એ શેહેરનો મજબુત કિલ્લો તાપી નદીના કિનારાપર આવેલો છે.

૨૮. **ભૂજ**—કચ્છ રાજ્યનું મુખ્ય શેહેર.

૨૯. **માંડવી**—કચ્છનું મુખ્ય બંદર અને વેપારનું મઠક.

૩૦. **વડોદરા**—ગાયકવાડ સંસ્થાનનું મુખ્ય શેહેર.

૩૧. **ખંભાત**—મહી નદીને કાંઠે આવેલું છે; એ શેહેરમાં એક મુસલમાન નવાબ રાજ કરે છે.

૩૨. **રાજકોટ**—કાઠિઆવાર પ્રાંતનું મુખ્ય શેહેર. એ શેહેરમાં 'પોલીટીકલ એજન્ટ' રહે છે.

| | |
|---|---|
| ૩૩. **ભાવનગર**—<br>૩૪. **જુનાગઢ**—<br>૩૫. **નવાનગર**—<br>૩૬. **પોરબંદર**— | કાઠિઆવાર પ્રાંતનાં શેહેરો. |
| ૩૭. **પાલનપોર**—<br>૩૮. **દીસા**— | પાલનપોર સંસ્થાનનાં મુખ્ય શેહેરો. દીસામા ઇંગ્રેજી લશકરની છાવણી છે. |

## (૭) સિંધ પ્રાંતઃ—

૩૯. **હૈદ્રાબાદ**—સિંધ પ્રાંતનું મુખ્ય શેહેર, સિંધુ નદીપર આવેલું છે. એ શેહરની પાસે ૧૮૪૩ માં સર ચાર્લ્સ નેપિયરે સિંધના અમીરોને હરાવ્યા.

૪૦. **કરાંચી**—ઇલાકાનું બીજું બંદર ગણાય છે. સિંધ પ્રાંતમાં એ ઘણું વસ્તીવાળું શેહેર છે, અને વેપારનું મુખ્ય મઠક છે.

૪૧. **શિકારપુર**— } વેપારનાં મઠક છે. સક્કર સિંધુ
૪૨. **સક્કર**— } નદીને કાંઠે આવેલું છે.

૪૩. **જેકોબાબાદ**—સિંધના ઉપલા સરહદના મુલકનું મુખ્ય શેહેર છે.

૪૪. **અમરકોટ**—થર અને પારકર પરગણાનું મુખ્ય શેહેર. એ શેહેરમાં ૧૫૪૩ માં અકબરનો જન્મ થયો હતો.

૪૫. **ખેરપુર**—ખેરપુર સંસ્થાનનું મુખ્ય શેહેર.

## ૨. મદ્રાસ ઇલાકો.

૧. **મદ્રાસ**—ઇલાકાની રાજધાની, અને કોરોમાન્ડલ કોસ્તાપર સર્વથી મોટું શેહેર, અને મુખ્ય વેપારનું મઠક. હિંદુસ્તાનમાં એ શેહેર સર્વથી પેહેલું અગત્યનું ઇંગ્રેજી સંસ્થાન હતું. મદ્રાસનો કિલ્લો જે ફોર્ટસેન્ત જયોર્જ કેહેવાયછે તે ૧૬૩૯ માં બાંધવામાં આવ્યો હતો. મદ્રાસની વસ્તી આસરે ૩,૦૦,૦૦૦ માણસની ધારવામાં આવી છે.

૨. **આર્કટ**—કર્ણાટક પ્રાંતની આગળી રાજધાની. ૧૭૫૧ માં કલાઇવે આ શેહેર લઇ લીધું.

૩. **આર્નો**—આ જગાએ ૧૭૫૧ માં કલાઇવે કર્ણાટકના નવાબ ચન્દા સાહેબના છોકરા રાજા સાહેબને હરાવ્યો.

૪. **કદાલોર**—દક્ષિણ પનાર નદીને કાંઠે આવેલું છે.

૫. **પોર્તો નોવો**—આ શેહેર પાસે ૧૭૮૧માં સર આયરકૂટે હદરને હરાવ્યો.

૬. **તેનજોર.**

૭. **નેગેપટાંમ**—આગળ વલંદા લોકનું સંસ્થાન હતું.

૮. **ત્રેંકવીબાર**--આગલ દેન લોકોનું સંસ્થાન હતું

૯. **ત્રિચિનોપોલી**—કાવેરી નદીપર આવેલું છે.

૧૦. **ત્યુતિકોરિન**—મનારના અખાતને કિનારે એક બંદર છે.

૧૧. **ત્રિવનદ્રામ**—ત્રાવનકોર રાજ્યનું મુખ્ય શેહેર.

૧૨. **કલિકત**—મલબારનું મુખ્ય શેહેર. એ શેહેરમાંથી સાગનું લાકડું, મરી અને નાળીએર દેશાવર ખાતે જાય છે.

૧૩. **કોચીન**—મલબાર કોસ્તાપર એક બંદર છે. આ શેહેરમાં મોટાં વહાણો બંધાય છે.

૧૪. **ઉતાકામંડ**—એક હવાવાલી ઉંચી ટેકરી છે, જયાં ગરમીના દહાડામાં મદ્રાસનો ગવરનર જઇ રહે છે.

૧૫. **ત્રીચુર**—કોચિન રાજયનું મુખ્ય શેહેર.

૧૬. **કાના નોર**—અરબી સમુદ્રના કિનારાપર એક બંદર છે.

૧૭. **માંગલોર**—દક્ષીણ કાનરાનું મુખ્ય શેહેર.

૧૮. **રાજમંદ્રી**— } ઉત્તર સરકારનાં મુખ્ય શેહેરો.
૧૯. **મસલીપટમ**— }

## ૩. બંગાળા પ્રાંત.

૧. **કલકતા**—હિંદુસ્તાનની રાજધાની, અને બંગાળા પ્રાંતનું મુખ્ય શેહેર, હુગલી નદીને કાંઠે આવેલું છે. એ શેહેરમાં ઓહોળો વેપાર ચાલે છે, અને ઘણી શોભાયમાન મોટી હવેલીઓ છે. કલકતાનો કિલ્લો જેને ફોર્ટ વિલ્યમ કહે છે તે ઘણો મજબુત છે, અને તે ૧૧૯૬માં બાંધવામાં આવ્યો હતો. શિઆળામાં અહીં હિંદુસ્તાનનો ગવરનર જેનરલ રહે છે.

૨. **અલીપુર**—આ શેહેરમાં બંગાળા પ્રાંતનો લેફ્ટન્ટ ગવરનર રહે છે.

૩. **બરાકપુર**—લશકરનું મઠક છે; અહી ગવરનર જેનરલ કોઇ કોઇ વખત આવી રહેછે.

૪. **સીરામપુર**—આગળ દેન લોકોનું સંસ્થાન હતું.

૫. **ચિનસુરા**—હુગલી નદીપર આવેલું છે; એ પેહેલાં વલંદા લોકનું સંસ્થાન હતું.

૬. **પ્લાસી**—ભાગિર્થિ નદીને કાંઠે આવેલું છે. આ જગાએ ૧૭૫૭ માં લડાઇ થઇ હતી, જેમાં કર્નલ કલાઇવે બંગાળાના નવાબ સુરાજ-ઊદ-દવલાને હરાવ્યા અને બ્રિટિશ રાજ્યની સ્થાપના કરી.

૭. **ડાક્કા**-ગંગા અને બ્રહ્મપુત્ર નદીની વચ્ચે આવેલું છે. આગળ એ શેહેર એની કારીગરીને સારૂં પ્રખ્યાત હતું.

૮. **મુરશીદાબાદ**—ભાગિર્થિ નદીને કાંઠે આવેલું છે. આગળ એ શેહેર રેશમનાં કારખાનાને સારૂં પ્રખ્યાત હતું.

૯. **પટના**—ગંગા નદીને કાંઠે આવેલું છે; એ કસ્બી લુગડાંની બનાવટને માટે પ્રખ્યાત છે.

૧૦. **મોંઘીર**—ગંગા નદીને કાંઠે આવેલું છે; એ લોઢાંના કારખાનાંને માટે પ્રખ્યાત છે.

૧૧. બ્હાર.

૧૨. **ગયા**—બુદ્ધ ધર્મનું પવીત્ર શેહેર.

૧૩. **સિલ્હેત**.

૧૪. **દારજીલીંગ**—હવાવાલી ઊંચી ટેકરી છે, જ્યાં ગરમીના દહાડામાં બંગાળાનો લેફ્ટનન્ટ ગવરનર જઇ રહેછે,

૧૫. **કટક**—મહા નદીને કાંઠે આવેલું છે.

૧૬. **પુરી અથવા જગન્નાથ**—હિંદુઓનું એક પવીત્ર શેહેર છે.

## ૪. વાયવ્ય પ્રાંત.

૧. **અલાહાબાદ** અથવા **પ્રયાગ**—વાયવ્ય પ્રાંતની રાજધાની— ગંગા અને જમના નદીના સંગમપર આવેલું છે. આ શેહેરમાં વાયવ્ય પ્રાંતનો લેફ્ટનન્ટ ગવર્નર રહે છે. અહીં બે લોઢાંની સડક મલે છે; એક કલકતા તરફ જાયછે, અને બીજી પંજાબ અને સિંધ તરફ જાય છે.

૨. **કાનપોર**—ગંગા નદીને કાંઠે આવેલું છે. આ જગાએ ૧૮૫૭માં દુષ્ટ નાના સાહેબે અંગ્રેજ લોકોની કતલ કરી હતી.

૩. **બનારસ** અથવા **કાસી**—ગંગા નદીને કાંઠે આવેલું છે. એ હિંદુઓનુ સર્વથી પવીત્ર શેહેર અને તીર્થની જગા છે.

૪. ધાઝિપુર—ગંગા નદીને કાંઠે આવેલું છે. આ શેહેરમાં લોર્ડ કારનવાલીસ ૧૮૦૫માં મરણ પામ્યો હતો.

૫. મીરઝાપુર—ગંગા નદીને કાંઠે આવેલું છે. એ શેહેર રૂના બોહોળા વેપારને માટે અને ગાલીચાની બનાવટને માટે પ્રખ્યાત છે.

૬. આગ્રા—જમના નદીને કાઠે આવેલું છે. એ મોગલ રાજ્યની જુની રાજધાની હતી. આ શેહેરમાં 'તાજ મેહેલછે' જે હિંદુસ્થાનમાં સર્વથી સુંદર ઈમારત છે. આગ્રાની પાસે સીકંદ્રા નામનાં ગામમાં અકબરની ઘોર છે.

૭. મત્રા—જમના નદીને કાંઠે આવેલું છે. એ શેહેર કૃષ્ણની જન્મભૂમી ગણાય છે.

૮. મીરત—કાળી નદીને કાઠે આવેલું છે. એ શેહેર મોટું લશકરી મઠક છે, અને એ શેહેરમાં દેશી રાજમાતાએ ૧૮૫૭ માં પેહેલો બળવો કર્યો.

૯. રૂરકી—આ શેહેરમાં ઇજનેરનું કામ શિખવાને એક મોટી મદ્રેસા છે.

૧૦. અજમેર—આ રજપૂતાના પ્રાંતમાં છે. પણ એ વાયવ્ય પ્રાંતના લેફટનન્ટ ગવરનરના તાબામાં છે.

## ૫. પંજાબ પ્રાંત.

૧. લાહોર—પંજાબ પ્રાંતની રાજધાની—રવી નદીના કાંઠાપર આવેલું છે.

૨. અમ્રિતસર—સીખ લોકનું પવીત્ર શેહેર છે, અને રેશમી લુગડાંની બનાવટને માટે પ્રખ્યાત છે.

૩. ફીરોજપોર—સતલજ નદીને કાંઠે આવેલું છે.

૪. **સોબ્રાઓન**—આ શેહેર પાસે ૧૮૪૬ માં સર હ્યુ ગોફે સીખ લશકરને હરાવ્યું.

૫. **ગૂજરાત**—ચીનાબ નદીને કાંઠે આવેલું છે. આ શેહેર પાસે ૧૮૪૯ માં લોર્ડ ગોફે સીખ લોકને હરાવ્યા, અને ત્યારપછી પંજાબ પ્રાંત ઇંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધામાં આવ્યો.

૬. **જેલમ**—જેલમ નદીને કાંઠે આવેલું છે.

૭. **રાવલપીંડી**—સિંધુ અને જેલમ નદીની વચ્ચે છે.

૮. **મરી**—ઉંચી હવાવાળી ટેકરી છે.

૯. **પેશાવર**—કાબુલ નદીપર આવેલું છે, એ મોટું લશકરી મઠક છે, અને આફઘાનીસ્તાનની સરહદ પર આવેલું છે.

૧૦. **મૂલતાન**—ત્રિમાબ નદીને કાંઠે આવેલું છે. એ શેહેર રેશમી લૂગડાં અને શાલની બનાવટને માટે પ્રખ્યાત છે. ૧૮૪૯ માં જેનરલ વીશે એ શેહેર હુમલો કરીને લીધું.

૧૧. **જલનદર**—સતલજ નદીને કાંઠે આવેલું છે.

૧૧. **સિમલા**—સતલજ નદીને કાંઠે ઉંચી હવાવાળી ટેકરી છે, જ્યાં હિંદુસ્તાનનો ગવરનર જેનરલ ગરમીના દહાડામાં જઈ રહે છે.

૧૩. **અમ્બાલા.**

૧૪. **લૂઢીઆના**—સતલજ નદીને કાંઠે છે.

૧૫. **પાનીપત**—પ્રખ્યાત લડાઇનું મેદાન છે, જ્યાં ૧૧૯૧ માં દિલ્હીના રાજા પૃથુરાજે શાહબુદીન ઘોરીને હરાવ્યો; ૧૫૨૬ માં બાબરે ઇબ્રાહીમ લોદીને હરાવ્યો; ૧૫૫૬ માં અકબરના વજીર બેહેરામે મહમદ આદિલિના વજીર હેમુને હરાવ્યો; અને ૧૭૬૧ માં અહમદશાહ દુરાનીએ મરાઠા સરદાર સદાશીવ ભાઉને હરાવ્યો.

૧૬. **દીલ્હી**—જમના નદીના કાંઠાપર આવેલું છે એ મોગલ રાજ્યની રાજધાનીનું શેહેર હતું. ૧૮૫૭ ના બળવા વખતે કેટલાક મહીના સુધી બળવાખોરોએ એ શેહેરનો ઇંગ્રેજી લશકર સામે બચાવ કર્યો હતો, પણ આખરે ઇંગ્રેજોએ તે લીધું હતું.

૧૭. **કાશ્મીર અથવા શ્રીનગર**—કાશ્મીરનાં રાજ્યનું મુખ્ય શેહેર, જેલમ નદીને કાંઠે આવેલું છે.

૧૮. લ્હે **અથવા લાડક**—કાશ્મીર પ્રાંતમાં સિંધુ નદીને કાંઠે છે.

૧૯. **પત્યાલા**— } દેશી રાજ્યોનાં મુખ્ય શેહેર.
૨૦. **ભાવલપોર**— }

## ૬. આઉડ અથવા અયોઢયા પ્રાંત.

૧. **લકનો**—અયોઢયાની રાજધાની—ગોમ્તિ નદીને કાંઠે છે. ૧૮૫૭ ના બળવાની વખતે ઇંગ્રેજોએ ઘણી બહાદુરાથી બળવાખોરોની સામે આ શેહેરનો બંચાવ કર્યો હતો.

૨. **આઉડ**—પ્રાંતની આગળી રાજધાની—ઘોગરા નદીને કાંઠે છે.

૩. **ફૈઝાબાદ**—લૂગડાંની બનાવટને માટે પ્રખ્યાત છે.

## ૭. આસામ પ્રાંત.

૧. **ગવહાતી**—આસામ પ્રાંતની રાજધાની—બ્રહ્મપુત્ર નદીને કાંઠે છે.

## ૮. બ્રિટિશ બરમા પ્રાંત.

૧. **રંગુન**—બ્રિટિશ બરમાની રાજધાની, અને પેગુ પ્રાંતનું મુખ્ય શેહેર, ઇરાવાડી નદીના ફાંટા રંગુન નદીપર આવેલું છે.

૨. **પેગુ**—પેગુ પ્રાંતની આગળી રાજધાની—પેગુ નદીપર છે.

૩. **પ્રોમ**—ઇરાવાડી નદીને કાંઠે આવેલું છે. આ શેહેર ૧૮૨૫ માં ઇંગ્રેજ લોકોએ હુમલો કરી લીધું હતું.

૪. **આરાકાન**—આરાકાન પ્રાંતનું મુખ્ય શેહેર.

૫. **મોલમીન**—
૬. **માર્તાબાન**—
૭. **તેનાસરીમ**—
} તેનાસરીમ પ્રાંતનાં મુખ્ય શેહેર.

## ૯. મધ્ય પ્રાંત.

૧. **નાગપોર**—મધ્ય પ્રાંતની રાજધાની.

૨. **કામ્તી**—એ શેહેરમાં ઇંગ્રેજી લશકરની છાવણી છે.

૩. **જબલપોર**—આ શેહેર પાસે કોલસાની ખાણો છે.

૪. **સાગર**—એ શેહેરમાં ઇંગ્રેજી લશકરની છાવણી છે.

## ૧૦. માઇસોર અને કૂર્ગ.

૧. **માઇસોર**—માઇસોરનાં રાજ્યનું મુખ્ય શેહેર.

૨. **સીરીંગાપટામ**—હૈદર અને ટીપુની રાજધાની—કાવેરી નદીપર છે. એ શેહેર ૧૭૯૯ માં ઇંગ્રેજોએ હુમલો કરીને લીધું, જે વખતે ટીપુ માર્યો ગયો.

૩. **બેંગલોર**—રેસિડન્તનું રેહેવાનું મઠક.

૪. **મરકેરા**—કૂર્ગ પ્રાંતનું મુખ્ય શેહેર.

## ૧૧. હેદ્રાબાદ અને બીરાર.

૧. **હેદ્રાબાદ**—નીઝાંમના મુલકની રાજધાની, અને ઇંગ્રેજી રેસીડન્ટનું રેહવાનું મઠક.

૨. **ગોલકોન્ડા**—હીરાની ખાણોને માટે પ્રખ્યાત છે.

૩. **સીકંદ્રાબાદ**—એ શેહેરમાં ઇંગ્રેજી લશકરની છાવણી છે.

૪. **બીદર**—મનજેરા નદીપર છે.

૫. **ઔરંગાબાદ**—આગળા વખતની સુંદર ઇમારતોને માટે પ્રખ્યાત છે.

૬. **દૌલતાબાદ**—મજબુત કિલ્લાને માટે પ્રખ્યાત છે

૭. **જાલના**—એ શેહેરમાં ઇંગ્રેજી લશકરની છાવણી છે.

૮. **એલૉરા**—મોટી સુંદર ગુફાને માટે પ્રખ્યાત છે.

૯. **ઉમરાવતી**—બીરારનું મુખ્ય શેહેર—રૂના વેપારને માટે પ્રખ્યાત છે.

૧૧. **ઈલીચપુર**—બીરારની આગળી રાજધાની.

| | |
|---|---|
| ૧૧. **એસે**—<br>૧૨. **આરગામ**— | આ શેહેરો આગળ ૧૮૦૩માં જેનરલ વેલેસ્લીએ મરાઠાને હરાવ્યા. |

## ૧૨. માળવા અને બુંદેલખંડ.

૧. **ઇન્ડોર**—હોલકરનાં રાજ્યનું મુખ્ય શેહેર, અને ગવરનર જેનરલના એજન્ટનું રેહેવાનું મઠક.

૨. **ગવાલિયર**—સીંઢયાનાં રાજ્યનું મુખ્ય શેહેર.

| | |
|---|---|
| ૩. **નીમચ**—<br>૪. **મઉ**— | આ શેહેરોમાં ઇંગ્રેજી લશકરની છાવણી છે. |

૫. **ઉજ્જન**—માળવાની આગળી રાજધાની.

૬. **ભોપાલ**—ભોપાલનાં રાજ્યનું મુખ્ય શેહેર.

૭. **રેવા**—બુદેલખંડનું મુખ્ય શેહેર.

## ૧૩. રજપૂતાના પ્રાંત.

૧. **આબુ**—ગવરનર જેનરલના એજન્ટનું રેહેવાનું મઠક.

| | |
|---|---|
| ૨. **ઉદેપુર**—<br>૩. **જોધપુર**—<br>૪. **જેપુર**—<br>૫. **બીકાનીર**—<br>૬. **બુન્ડી**—<br>૭. **જેસલમીર**—<br>૮. **ભરતપુર**— | દેશી રાજ્યોનાં મુખ્ય શેહેરો. |

## ૧૪. સ્વતંત્ર દેશી રાજ્યો—નેપાલ અને ભૂતાન.

૧. ખતમન્ડુ—નેપાલની રાજધાની.

૨. તેસિસ્યુદન—ભૂતાનની રાજધાની.

૩. મકવાનપુર—નેપાલમાં છે. આ જગોએ ૧૮૧૬માં-સર દેવીડ ઓકતરલોનીએ ગુરખા લોકોને હરાવ્યા.

૪. પુનાખાં—ભુતાનમાં છે.

## ૧૫. ફીરંગી અને ફ્રેન્ચ સંસ્થાનો.

### (અ) ફીરંગી સંસ્થાન.

૧. ગોવા—ફીરંગી સંસ્થાનની રાજધાની—અરબી સમુદ્રના કિનારાપર છે.

૨. દમન—મુંબઈ બેટની ઉત્તરે છે.

૩. દીવ—કાઠિઆવાર દ્વીપકલ્પની દક્ષિણે બેટ છે.

### (આ) ફ્રેન્ચ સંસ્થાન.

૧. પોન્ડીચરી—ફ્રેન્ચ સંસ્થાનની રાજધાની—કોરોમાન્ડલ કોસ્તાપર છે.

૨. ચન્દરનગર—કલકતાની ઉત્તરે હુગલી નદીપર છે.

૩. યાનાઉન—ગોદાવરી નદીનાં મુખ આગળ છે.

૪. કરીકલ—કોરોમાન્ડલ કોસ્તાપર છે.

૫. મહે—મલબાર કોસ્તાપર છે.

# प्रकरण ५ मुं.



## एशिआ खंड.



### ૧. એશિયા ખંડની સીમા, વગેરે.

એશિઆ જે સર્વથી મોટો ખંડ છે, તે જુની દુનિયાનો મોટો ભાગ રોકે છે. મનુષ્ય જાતની ઉત્પત્તિ પેહેલી એશિઆ ખંડમાં થઈ હતી એવું ધારવામાં આવે છે; અને બળવાન અને સુધરેલાં રાજ્ય પેહેલાં એજ ખંડમાં સ્થાપવામાં આવ્યાં હતાં. દુનિઆના સઘળા પ્રખ્યાત ધર્મોની ઉત્પત્તિ પણ આજ ખંડમાં થઈ હતી.

**સીમા**—એશિઆ ખંડની ઉત્તરે આર્તિક મહાસાગર છે; પશ્ચિમે યુરલપર્વત, યુરલ નદી, કાસ્પિયન સમુદ્ર, કોકેસસ પર્વત, કાળો સમુદ્ર, મારમોરાનો સમુદ્ર, ઈજિયન સમુદ્ર, ભૂમધ્ય સમુદ્ર, સ્વેજની સંયોગી ભૂમી, અને રાતો સમુદ્ર છે; દક્ષિણે હીંદી મહાસાગર છે; અને પૂર્વે પાસિફિક મહાસાગર છે.

એશિઆ ખંડ યુરોપ સાથે યુરલ અને કોકેસસ પર્વતોથી જોડાયલો છે, અને તેનાથી ભૂમધ્ય અને કાળા સમુદ્રથી જૂદો પડેલો છે. રાતો સમુદ્ર એને આફ્રિકા ખંડથી જૂદો પાડે છે; અને બ્હેરીંગની સામુદ્રધુનિ એને અમેરિકાથી જૂદો પાડે છે.

**વિસ્તાર**—એશિઆ ખંડ આસરે ૫૩૦૦ મૈલ લાંબો, અને ૫૪૦૦ મૈલ પોહોળો છે. એનું ક્ષેત્રફળ સુમારે ૧,૭૦,૦૦,૦૦૦ ચોરસ મૈલ છે; અને એ ખંડ યુરોપથી સાડાચાર ઘણો મોટો છે.

## ૨. દેશો.

૧. **તરકી ઇન એશિઆ**—(વિભાગો—૧. એશિઆ માઇનર; ૨. આર્મીન્યા; ૩. કૂર્ડિસ્તાન; ૪. સીર્યા).

૨. **અરેબીઆ.**

૩. **પરશીઆ** અથવા **ઇરાન.**

૪. **બલૂચિસ્તાન.**

૫. **આફઘાનિસ્તાન.**

૬. **તુર્કસ્તાન.**

૭. **પૂર્વ તુર્કસ્તાન.**

૮. **હિંદુસ્તાન** (બ્રિટિશ બરમા સહિત).

૯. **સીલોન** અથવા **સિંહલદ્વીપ.**

૧૦. **ઇન્ડૂચયન ચાઇના**—(વિભાગો—૧. બરમા; ૨. સિઆમ; ૩. આનામ; ૪. કેમ્બોડિયા; ૫. લોઅર કોચિન ચાઇના; ૬ મેલેદ્વીપકલ્પ).

૧૧. **ચાઇનીસ એમ્પાયર**—(વિભાગો—૧. ચાઇના અથવા ચીન; ૨. કોરીઆ; ૩. તિબેટ; ૪. મંગોળ્યા; ૫. મન્ચુરિઆ).

૧૨. **જાપાન.**

૧૩. **રશિઆ ઇન એશિઆ**—(વિભાગો—૧. સાઇબીર્યા; ૨. રશિયન તુર્કસ્તાન; ૩. ટ્રાન્સ કોકેશિઆ.)

## ૩. બેટ.

### (અ) ભૂમધ્ય સમુદ્ર માહેલાં બેટો.

૧. **સાઇપ્રસ**
૨. **રોહોડસ** } એશિઆ માઇનરની દક્ષિણે.

### (આ) ઇરાની અખાત માહેલાં બેટો.

૧. **બ્હેરીન**—અરેબિઆની પૂર્વે.

૨. **ઓરમજ**—પરશિઆની દક્ષિણે.

### (ઇ) હિંદી મહાસાગર માહેલાં બેટો.

૧. **મુંબઈ**
૨. **સાલસેટ** } હિંદુસ્તાનની પશ્ચિમે.

૩. **લકદીવ બેટો**
૪. **માલદીવ બેટો** } હિંદુસ્તાનની નૈરૃત્ય દિશાએ.

૫. **સીલોન**—હિંદુસ્તાનની દક્ષિણે.

૬. **આન્ડામન બેટો** } બ્રિટિશ બરમાની નૈરૂત્ય દિશાએ.
૭. **નીકોબાર બેટો**
૮. **મર્ગિવ બેટો**

૯. **પીનાંગ**—મેલે દ્વીપકલ્પની પશ્ચિમે.

૧૦. **સિંગાપોર**—મેલે દ્વીપકલ્પની દક્ષિણે.

**(૩) પાસિફિક મહાસાગર માહેલાં બેટો.**

૧. **એલ્યુશિયન બેટો**—સાઇબીર્યાની ઇશાન દિશાએ.

૨. **ક્યુરાઇલ બેટો** } સાઇબીર્યાની પૂર્વે.
૩. **સધેલ્યન**

૪. **જાપાન બેટો**—(યસો; નિફોન; સિકોક; ક્યુસ્યુ).

૫. **લુચ્યુ બેટો**—ચીનની ઇશાન દિશાએ.

૬. **ફોરમોસા**—ચીનની પૂર્વે.

૭. **હોંગકોંગ** } ચીનની દક્ષિણે.
૮. **મકાઉ**
૯. **હેનાન**

૧૦. **મેલેશિઆ** અથવા **મેલે બેટો** (સુમાત્રા; જાવા; બોરનીઓ; સીલીબીસ; મોલક્કા બેટો; ફિલિપાઇન બેટો).

## ૪. દ્વીપકલ્પ.

૧. **એશિઆ માઇનર**—એશિઆની વાયવ્ય દિશાએ, કાળા અને ભૂમધ્ય સમુદ્રની વચ્ચે.

૨. **અરેબીઆ**—એશિઆની પશ્ચિમે, રાતા અને અરબી સમુદ્રની વચ્ચે.

૩. **ઈન્ડિયા**—એશિઆની દક્ષિણે, અરબી સમુદ્ર અને બંગાળાના અખાતની વચ્ચે.

૪. **કાઠિઆવાર**—હિંદુસ્તાનની પશ્ચિમે, કચ્છ અને ખંભાતના અખાતની વચ્ચે.

૫. **મેલે દ્વીપકલ્પ**—ઇન્ડિયન ચાઇનાની દક્ષિણે, બંગાળા અને સિઆમના અખાતની વચ્ચે.

૬. **કોરીઆ**—ચાઇનીસ એમ્પાયરની પૂર્વે, પીળા અને જાપાન સમુદ્રની વચ્ચે.

૭. **કામટચાટકા**—સાઇબીર્યાની પૂર્વે, ઓકોતસ્ક અને કામટચાટકા સમુદ્રની વચ્ચે.

## ૫. સયોગીભૂમી.

૧. **સ્વેજની સંયોગી ભૂમી**—એશિઆ અને આફ્રિકાને જોડે છે, અને ભૂમધ્ય અને રાતા સમુદ્રને છુટા પાડેછે.

૨. **ક્રાની સંયોગીભૂમી**—સિઆમ અને મેલે દ્વીપકલ્પને જોડે છે, અને બંગાળા અને સિઆમના અખાતોને છુટા પાડે છે.

## ૬. ભૂશિર.

૧. **બાબા**—એશિઆ માઇનરની વાયવ્ય દિશાએ.

૨. **રાસ અલ હેડ**—અરેબિઆનાં અગ્નિ કોણમાં.

૩. **દન્દ્રા હેડ**—સીલોનની દક્ષિણે.

૪. **કોમોરીન**—હિંદુસ્તાનની દક્ષિણે.
૫. **નીગ્રેસ**—બ્રિટિશ બરમાની પશ્ચિમે.
૬. **રોમાન્યા**—મેલેદ્વીપકલ્પની દક્ષિણે.
૭. **કેમ્બોડયા**—કોચિન ચાઇનાની દક્ષિણે.
૮. **ક્રિંગ**—જાપાનની પૂર્વે.
૯. **લોપાત્કા**—કામસચાટકાની દક્ષિણે.

૧૦. **પુર્વ ભુશિર** (ઇસ્ટ કેપ)—સાઇબીર્યાની ઇશાન દિશાએ.

૧૧. **સીવેરો**—સાઈબીર્યાની ઉત્તરે.

## ૭. ઉંચ્ચસમભૂદેશ.

૧. **તિબેટનો ઉંચ્ચસમભૂદેશ**—મધ્ય એશિઆમાં; ઉત્તરે સાઇબીર્યાથી તે દક્ષિણે હિમાલય પર્વત સુધી, અને પશ્ચિમે બેલોર પર્વતથી તે પુર્વે મન્ચુરિઆ સુધી.

૨. **ઈરાનનો ઉંચ્ચસમભૂદેશ**—એશિઆ ખંડની પશ્ચિમે; ઉત્તરે કાળા સમુદ્ર અને તુર્કસ્તાનથી તે દક્ષિણે કુર્ડિસ્તાન, ઇરાન, અને બલુચિસ્તાન સુધી, અને પશ્ચિમે ભૂમધ્ય સમુદ્રથી તે પૂર્વે સિંધુ નદી સુધી.

## ૮. પર્વત.

૧. **તોરસ પર્વત**—એશિઆ માઇનરમાં.
૨. **લેબનોન પર્વત**—સીર્યામાં.
૩. **એરેરેત પર્વત**—આર્મીન્યામાં.

૪. **કોકેસસ પર્વત**—કાળા અને કાસ્પિયન સમુદ્રની વચ્ચે.

શિખર—**અલબર્ઝ**.

૧. **અલબર્ઝ પર્વત**—ઇરાનની ઉત્તરે.

શિખર—**દમાવંડ**.

૬. **પેરોપેમિસસ પર્વત** } આફ્ઘાનિસ્તાનની ઉત્તરે.
૭. **હિંદુ કૂશ પર્વત.** }

૮. **સૂલીમાન પર્વત**—આફ્ઘાનિસ્તાન અને હિંદુસ્તાનની વચ્ચે.

શિખર—**તખ્તિસૂલીમાન.**

૯. **હાલા પર્વત**—બલૂચિસ્તાન અને હિંદુસ્તાનની વચ્ચે.

૧૦. **એરેવલી પર્વત**—રજપુતાનામાં.

શિખર—**આબુ.**

૧૧. **વિંઢયા પર્વત** } મધ્ય હિંદુસ્તાનમાં.
૧૨. **સાતપૂરા પર્વત** }

૧૩. **પશ્ચિમ ઘાટ** }
૧૪. **પૂર્વ ઘાટ** } દક્ષિણ હિંદુસ્તાનમા.
૧૫. **નાલગરિ પર્વત** }

૧૬. **હિમાલય પર્વત**—હિંદુસ્તાનની ઉત્તરે.
શિખર—**એવરેસ્ત** અથવા **ગવરીશંકર.**

૧૭. **કરકોરમ પર્વત**—કાશ્મીરની ઉત્તરે.

૧૮. **યન લીંગ પર્વત** }
૧૯. **નેન લીંગ પર્વત** } ચીનમાં.
૨૦. **પીલીગ પર્વત** }

૨૧. **કવેનલન પર્વત**—પૂર્વ તુર્કસ્તાન અને તિબેટની વચ્ચે.

૨૨. **બોલોર પર્વત**—તુર્કસ્તાન અને પૂર્વ તુર્કસ્તાનની વચ્ચે.

૨૩. **ઠયેનશાન પર્વત**—પૂર્વ તુર્કસ્તાનની ઉત્તરે.
૨૪. **આલ્તાઇ પર્વત**—સાઇબીર્યાની દક્ષિણે.
૨૫. **યુરલ પર્વત**—સાઇબીર્યાની પશ્ચિમે.

# प्रकरण ६ ठुं.

## एशिआ खंड.

### १. સમુદ્ર અને અખાત.

૧. **કાળો સમુદ્ર**—તરકી-ઇન-એશિઆની ઉત્તરે.

૨. **મારમોરાનો સમુદ્ર**—એશિઆ માઇનરની વાયવ્ય દિશાએ.

૩. **ઇજયન સમુદ્ર** અથવા **આર્કિપેલેગો**—એશિઆ માઇનરની પશ્ચિમે.

૪. **ભૂમધ્ય સમુદ્ર**—એશિઆ માઇનરની દક્ષિણે.

૫. **રાતોસમુદ્ર**—અરેબિઆની પશ્ચિમે.

૬. **એદનનો અખાત**—અરેબિઆની દક્ષિણે.

૭. **ઓમાનનો અખાત** } અરેબિઆ અને ઇરાનની વચ્ચે.
૮. **ઇરાની અખાત** }

૯. **અરબી સમુદ્ર**—અરેબિઆ અને હિંદુસ્તાનની વચ્ચે.

૧૦. **કચ્છનો અખાત** } હિંદુસ્તાનની પશ્ચિમે.
૧૧. **ખંબાતનો અખાત** }

૧૨. **મનારનો અખાત**—હિંદુસ્તાન અને સિલોન-ની વચ્ચે.

૧૩. **બંગાળાનો અખાત**—હિંદુસ્તાનની પૂર્વે.

૧૪. **માર્તાબાનનો અખાત**—બ્રિટિશ બરમાની દક્ષિણે.

૧૫. **સિઆમનો' અખાત**—સિઆમ પ્રાંતની દક્ષિણે.

૧૬. **તોગંકીંગનો અખાત**—આનામ પ્રાંતની ઇશાન દિસાએ.

૧૭. **ચાઇના સમુદ્ર**—ચીનની દક્ષિણે.

૧૮. **પીળો સમુદ્ર**—ચીન અને કોરીઆની વચ્ચે.

૧૯. **જાપાન સમુદ્ર**—જાપન બેટોની પશ્ચિમે.

૨૦. **તારતરીનો અખાત**—સાઇબીર્યા અને સઘેલ્યન બેટની વચ્ચે.

૨૧. **ઓકોતસ્કનો સમુદ્ર**—સાઇબીર્યા અને કામતચા-ટકાની વચ્ચે.

૨૨. **કામતચાટકા સમુદ્ર**—કામતચાટકા દ્વીપકલ્પ-ની પૂર્વે.

૨૩. **બ્હેરીંગ સમુદ્ર** }
૨૪. **અનાડિરનો અખાત** } સાઇબીર્યાની ઇશાન દિશાએ.

૨૫. ઓબીનો અખાત—સાઇબીર્યાની ઉત્તરે.

## ૨. સામુદ્રધુનિ.

૧. **બોસ્પરસ** અથવા **કોનસ્તેન્તિનોપલ**—કાળા અને મારમોરાના સમુદ્રને જોડેછે.

૨. **દાર્દેનલ્સ** અથવા **હેલેસ્પોન્ત**—મારમોરા અને ઇજયન સમુદ્રને જોડે છે.

૩. **બાબલમેન્ડબ**—રાતો સમુદ્ર અને એદનના અખાતને જોડેછે.

૪. **ઓરમજ**—ઇરાની અખાત અને ઓમાનના અખાતને જોડે છે.

૫. **પાકની સામુદ્રધુનિ**—હિંદુસ્તાન અને સીલોનની વચ્ચે.

૬. **મલાકા**—મેલેદ્વીપકલ્પ અને સુમાત્રાની વચ્ચે.

૭. **કોરીઆની ખાડી**—કોરીઆ અને જાપાનની વચ્ચે.

૮. **સેંગર**—નીફોન અને યસો બેટની વચ્ચે.

૯. **લાપરૂસ**—યસો અને સંઘેલ્યન બેટની વચ્ચે.

૧૦ **બ્હેરીંગની સામુદ્રધુનિ**—એશિઆ અને અમેરિકાની વચ્ચે.

## ૩. સરોવર.

૧. **વાન સરોવર**—આર્મીન્યામાં.

૨. **દેડસી** (મૃત્ય સરોવર) સીર્યામાં.

૩. **કાસ્પિયન સમુદ્ર**—ઇરાનની ઉત્તરે.

૪. **હામુન સરોવર**—આફઘાનિસ્તાનમાં.

૫. **એરલ સમુદ્ર**—રશિયન તુર્કસ્તાનમાં.

૬. **રાવન સરોવર**
૭. **માન સરોવર**
૮. **તેંગ્રીનોર સરોવર**
} તિબેટમાં.

૯. **બાલ્કશ સરોવર** }
૧૦. **બઈકલ સરોવર** } સાઇબીર્યાની દક્ષિણે.

૧૧. **લોબનોર સરોવર**—પૂર્વ તુર્કસ્તાનમાં.

## ૪. નદી.

૧. **યુફ્રેતીસ** }
૨. **તાઇગ્રીસ** } તોરસ પર્વતમાંથી નિકળીને તરકી-ઇન-એશિઆમાં વહેછે, અને ઇરાની અખાતને મળે છે.

(આ બે નદી ઇરાની અખાતને મળવાની આગમજ જોડાઇ જઇને એક નદી બને છે, જેને **શેત-અલ-એરબ** કહે છે)

૩. **જોરડન**—હેબનોન પર્વતમાંથી નિકળીને સીર્યામાં વહે છે, અને મૃત્ય સરોવરને મળે છે.

૪. **હેલમંદ**—હિંદુકૂશ પર્વતમાંથી નિકળીને આફ્ઘાનિસ્તાનમાં વહે છે, અને હામૂન સરોવરને મળે છે.

૫. **આમુદરીઆ** અથવા **ઓકસસ**—હિંદુકૂશ પર્વતમાંથી નિકળીને તુર્કસ્તાનમાં વહે છે, અને એરેલ સમુદ્રને મળે છે.

૬. **સરદરિઆ** અથવા **જેકસારતીસ**—ઠયેનશાન પર્વતમાંથી નિકળીને રશિયન તુર્કસ્તાનમાં વહે છે, અને એરલ સમુદ્રને મળે છે.

૭. **યારકન્ડ**—હિંદુકૂશ પર્વતમાંથી નિકળીને પૂર્વ તુર્કસ્તાનમાં વહે છે, અને લોબનોર સરોવરને મળે છે.

૮. **કર**—તોરસ પર્વતમાંથી નિકળીને ટ્રાન્સકોકેશિઆમાં વહે છે, અને કાસ્પિયન સમુદ્રને મળે છે.

૯. **યુરલ નદી**—યુરલ પર્વતમાંથી નિકળીને સાઇબીર્યાની પશ્ચિમે વહે છે, અને કાસ્પિયન સમુદ્રને મળે છે.

**૧૦. ઓબી** ⎫ આલ્તાઇ પર્વતમાંથી નિકળીને સાઇ-
**૧૧. યેનીસી** ⎬ બીર્યામાં વહે છે, અને આર્તિક મહા-
**૧૨. લીના** ⎭ સાગરને મળે છે.

૧૩. **આમુર**—આલ્તાઇ પર્વતમાંથી નિકળીને મંગોલ્યા, મન્ચુરિઆ, અને સાઇબીર્યામાં વહે છે, અને આમુરના અખાતને મળે છે.

૧૪. **પીઇહો**
૧૫. **હોઅેન્ગો**
૧૬. **યેંગ-ત્સી-કયેંગ**
૧૭. **કેન્તોન**
— ચીન દેશમાં વહે છે, અને પાસિફિક મહાસાગરને મળેછે.

૧૮ **મીકોંગ** અથવા **કેમ્બોડયા**—ઇનડયન ચાઇનામાં વહે છે, અને ચાઇના સમુદ્રને મળે છે.

૧૯. **મીનામ**—સિઆમ પ્રાંતમાં વહે છે, અને સિઆમના અખાતને મળે છે.

૨૦. **ઇરાવાડી**—બરમા પ્રાંતમાં વહે છે, અને બંગાળાના અખાતને મળે છે.

૨૧. **બ્રહ્મપુત્ર**
૨૨. **ગંગા** અથવા **ગેનજીસ**
૨૩. **મહા નદી**
૨૪. **ગોદાવરી**
૨૫. **કૃષ્ણા**
૨૬. **કાવેરી**
— હિંદુસ્તાનમાં વહેછે અને બંગાળાના અખાતને મળે છે.

૨૭. **સિંધુ**—હિંદુસ્તાનમાં વહે છે, અને અરબી સમુદ્રને મળે છે.

૨૮. **સાબરમતી**
૨૯. **મહી**
૩૦. **નર્મદા**
૩૧. **તાપી**
— હિંદુસ્તાનમાં વહે છે, અને ખંભાતના અખાતને મળે છે.

# प्रकरण ७ मुं.

# एशिआनां शेहेरो.

## ૧. તરકી-ઈન-એશિઆ.

૧. **સ્મીર્ના**—તરકી-ઈન-એશિઆની રાજધાની, અને એશિઆ માઈનરનું મુખ્ય શેહેર.

૨. **અર્જરૂમ**—આર્મીનીયાનું મુખ્ય શેહેર.

૩. **ત્રેબિઝોન્ડ**—કાળા સમુદ્રપર આગતયનું બંદર.

૪. **બગદાદ**—કુર્દિસ્તાનનું મુખ્ય શેહેર. તાઈગ્રિસ નદીપર આવેલું છે.

૫. **બસરા**—વેપારનું મુખ્ય મઠક, શેત-અલ-એરબ નદી પર આવેલું છે.

**મોસલ**—તાઈગ્રિસ નદીપર આવેલું છે. અસલના વખતનું પ્રખ્યાત 'નીનવેહ' શેહેર આ શેહેરની નજદીક હતું.

૭. **હિલ્લા**—યુફ્રેતીસ નદીપર આવેલું છે. અસલના વખતનું પ્રખ્યાત 'બાબીલન' શેહેર આ જગાએ હતું.

૮. **દમાસકસ**—સીર્યાનું મુખ્ય શેહેર; એ શેહેર હાલ દુનિયામાં સર્વથી જૂનું ગણાય છે.

૯. **અલેપ્પો**—સીર્યામાં વેપારનું મુખ્ય મઠક.

૧૦. **જેરૂસલમ**—પાલેસ્તાઇનનું મુખ્ય શેહેર; એ યાહુદી અને ખ્રીસ્તી ધર્મનું પવીત્ર શેહેર ગણાતું હતું.

## ૨. અરેબિઆ.

૧. **મક્કા**—અરેબિઆની રાજધાની; મહમદની જન્મભૂમી, અને મુસલમીન લોકનું પવીત્ર શેહેર.

૨. **મદીના**—એ શેહેરમાં મહમદની ઘોર છે.

૩. **મોખા**. ૪. **મસકટ**. ૫. **રિઆડ**.

૬. **એદન**—ઇંગ્રેજ સરકારના તાબામાં છે.

## ૩. પરશિઆ અથવા ઇરાન.

૧. **તેહરાન**—ઇરાનની રાજધાની.

૨. **ઇસ્પાહાન**—ઇરાનની આગળી રાજધાની.

૩. **શીરાજ**. ૪. **યજદ**. ૫. **કેરમાન**. ૬. **નિશાપુર**. ૭. **મેશદ**. ૮. **આસ્ત્રાબાદ**. ૯. **તાબ્રિજ**. ૧૦. **બુશાયર**.

## ૪. બલૂચીસ્તાન.

૧. **કેલાત**—બલૂચિસ્તાનની રાજધાની.

૨. **કવેતા**.

## ૫. આફઘાનિસ્તાન.

૧. **કાબુલ**—અફઘાનિસ્તાનની રાજધાની, કાબુલ નદીપર આવેલું છે.

૨. **હેરાત**. ૩. **કંડહાર**. ૪. **ગજની**. ૫. **જલાલાબાદ**.

## ૬. તુર્કસ્તાન.

૧. **બોખારા**—તુર્કસ્તાનની રાજધાની.

૨. **ખીવા.** ૩. **મર્વ.**

## ૭. પૂર્વ તુર્કસ્તાન.

૧. **યારકન્ડ**—પૂર્વ તુર્કસ્તાનનું મુખ્ય શેહેર, યારકન્ડ નદીપર આવેલું છે.

૨. **કેશગાર**

## ૮. હિંદુસ્તાન.

(હિંદુસ્તાનનાં શેહેરો વિષે જુઓ પ્રકરણ ૪ થું).

## ૯. સીલોન.

૧. **કોલંબો**—સીલોનની રાજધાની.
૨. **કાન્ડી**—આગળી રાજધાની.
૩. **ગાળી.** ૪. **ત્રિન્કોમાલી.**

## ૧૦. ઈન્ડયન ચાઇના.

૧. **માન્ડલે**—બરમા પ્રાંતની રાજધાની, ઈરાવાડી નદીપર છે.

૧. **અમરપુરા** }
૨. **આવા** } બરમાની આગળી રાજધાની, ઈરાવાડી નદીપર છે.

૪. **બાંગકોક**—સિઆમ પ્રાંતની રાજધાની, મીનામ નદીપર છે.

૫. **હુએ**—આનામ પ્રાંતનું મુખ્ય શેહેર.

૬. **સઇગોન**—લોઅર કોચિન ચાઇનાનું મુખ્ય શેહેર.

## ૧૧. ચાઇનીસ એમ્પાયર.

૧. **પેકીન**—ચીનદેશની રાજધાની, પીહહો નદીપર છે.

૨. **નાનકીન**—યેંગ-ત્સી-કયેંગ નદી પર છે.

૩. **શંગાઇ** } મુખ્ય વેપારનાં મઠક.
૪. **કેન્તાન** }

૫. **કિંગકિતાઓ**—કોરીઆનું મુખ્ય શેહેર.

૬. **લાસા**—તિબેટનું મુખ્ય શેહેર.

## ૧૨. જાપાન.

૧. **યેડો**—જાપાનની રાજધાની નીફોન બેટમાં છે.

૨. **યોકોહમા.** ૩. **નેગસકિ.**

## ૧૩. રશિઆ-ઇન-એશિઆ.

૧. **તાબોલસ્ક**—સાઇબીરીઆનું મુખ્ય શેહેર, ઇરતીશ નદીપર.

૨. **ઇરિકતસ્ક.** ૩. **કિઆખ્તા.**

૪. **તિફ્લિસ**—ત્રાન્સ-કોકેશિઆનું મુખ્ય શેહેર.

૫. **તાશકન્ડ**—રશિયન તુર્કસ્તાનનું મુખ્ય શેહેર.

૬. **સમરકન્ડ** ૭. **ખોકન.**

# प्रकरण ८ मुं.

## એશિઆની નદીઓ અને તેપર આવેલાં મુખ્ય શેહેરો.

૧. યુફ્રેતીસ નદી............હિલ્લા.

૨. તાઇગ્રિસ નદી................બગદાદ; મોસળ.

શેત-અલ-એરબ............બસરા.

૩. હેલમંદ નદી......................કન્દહાર.

૪. સરદરિઆ નદી........તાશકન્ડ ; ખોકન.

૫. યારકન્ડ નદી............યારકન્ડ.

૬. કર નદી...............તિફ્લિસ.

૭. યુરલ નદી................ઓરેનબર્ગ.

૮. ઓબી નદી............તોમસ્ક.

ઇરતિશ નદી............તોબોલસ્ક ; ઓમસ્ક.

૯. યેનાસી નદી............ઇરકતસ્ક.

૧૦. પીઇહો નદી ............પેકીન.

૧૧. યેંગ-ત્સિ-કયેંગ નદી........નાનકીન.

૧૨. કેન્તોન નદી................કેન્તોન.

૧૩. મીનામ નદી...............બાંગકોક.

૧૪. ઇરાવાડી નદી ...............માન્ડલે ; અમરપૂરા આવા ; પ્રોમ; બેસીન ; રંગુન.

૧૫. બ્રહ્મપુત્ર નદી........લાસા; ગવહાતી.

૧૬. ગંગા નદી............મીરત ; અલીઘર ; કાનપોર ; મીરજાપોર; બનારસ; ગાજીપોર; પટના; મોંઘીર.

**જમના નદી** ..................... દીલ્હી; આગ્રા; મત્રા; કાલ્પી.

**ગંગા અને જમનાના સંગમપર**...અલાહાબાદ.

**ગોમ્તિ નદી**...............લકનો.

**ઘોઘરા નદી**...............આઉડ ફૈઝાબાદ.

૧૭. **મહા નદી** ............ કત્તક.

૧૯ **કૃષ્ણા નદી**............બીજાપુર; ધારવાર; શોલાપુર; ગોલકોન્ડા; કરનુલ; ગન્તૂર.

૨૦. **પનાર નદી** ............ કદાપા; નેલોર.

૨૧. **પલાર નદી** ............ આર્કટ.

૨૨. **દક્ષિણ પનાર નદી** ... કદાલોર.

૨૩. **કાવેરી નદી** ...... માઇસોર; સીરીંગાપટામ; ત્રિચિનોપોલી.

૨૪ **સિંધુ નદી**.......લ્હે અથવા લાડક; ઇસ્કાર્ડો; અત્તક; સક્કર; હાલા; હૈદ્રાબાદ; કોત્રિ.

**કાબુલ નદી** ....... કાબુલ; જલાલાબાદ; પેશાવર.

**જેલમ નદી** ............શ્રીનગર; જેલમ.

**ચીનાબ નદી**............ગુજરાત.

**રવિ નદી**.................લાહોર.

**ત્રિમાબ નદી** ............ મુલતાન.

**સતલજ નદી**............સીમલા; લુધીઆના; જલઅંદર; સોબ્રાઓન; ફીરોજપોર; ભાવલપોર.

૨૫. **સાબરમતી નદી**........ અમદાવાદ.

૨૬. **મહી નદી**........ખંભાત.

૨૭. **નર્મદા નદી**....ભરૂચ.

૨૮. **તાપી નદી**........સુરત.

---

મુંબઇ: રીપન પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યું છે.